# પ્રસ્તાવના.

મ્હારા મિત્ર સ્વ. મોતીશંકર ઉદેશંકરે કરેલું આ ભાષાન્તર ગુજરાતી વાચક આગળ મૂકતાં મને હર્ષ અને શોકની મિશ્ર લાગણી થાય છે. આ ભાષાન્તર છપાઇને તૈયાર થયું એટલામાં જ એમનો દેહ પડયો, અને એની પ્રસ્તાવના લખવાનું મિત્રકૃત્ય મારે શિર આવ્યું!

એ મિત્રનું જીવન સંસ્કારી હતું. એમની વિવિધ વિષયની માહિતી અને સત્યનિષ્ઠા અસાધારણ હતાં, અને પોતાનો નવરાશનો વખત લખવા વાંચવામાં જ કાઢતા. એમણે આ પૂર્વે "રામકૃષ્ણ પરમહંસનું જીવન તથા વચનામૃત" એ નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

એમની વિચારપદ્ધતિ ઘણીજ સ્વતન્ત્ર હોઇ કોઇ પણ પક્ષને શરણે થઇ જવું એ તો એ સમજતા જ ન હતા. એમનું હૃદય દેશ-ભક્તિથી ભરેલું હતું પણ એ દેશભક્તિ 'conventional' યાને ગતાનુગતિક ન હતી; તેથી બ્રિટિશ રાજ્યપદ્ધતિના, એ પદ્ધતિની દીર્ઘ દૃષ્ટિ તથા ન્યાયીપણાના, એ પરમ ભક્ત હતા, અને પ્રજાપક્ષના હિમાયતીઓ કેટલાંક સત્યો કેવા વિસરી જાય છે એ વિષે એમના મનમાં હમેશાં તીવ્ર લાગણી રહેતી. (આથી પ્રો. જદુનાથ સરકાર જેવા શાન્ત વિચારવાળા લેખકના ગ્રન્થના ભાષાન્તરમાં પણ એમણે કેટલેક ઠેકાણે પોતાનું ટિપ્પણ ઉમેર્યું છે.)

પ્રો. જદુનાથ સરકારના 'British Indian Economics' નામના પુસ્તકમાં જે ઝીણવટથી બંને પક્ષની સારાસારતા વિચારી છે એ એમની વૃત્તિને અનુકૂળ પડવાથી એનું ભાષાન્તર કરવાનો એમણે વિચાર કર્યો અને એટલામાં પૂનામાં ફર્ગ્યુસન કોલેજમાં નામદાર ગવર્નર સાહેબ સર જ્યોર્જ કલાર્કે આવા વિષયોનો સૂક્ષ્મતાથી અભ્યાસ કર-વાનો વિદ્યાર્થીઓને ઉપદેશ કર્યો તે વાંચી એમને આ કાર્યને ઉત્તેજન મળ્યું. ભાષાન્તર કરી છપાવ્યું, છેલ્લું ફાર્મ છપાતું હતું, એટલામાં એ સ્વર્ગસ્થ થયા! મને દૃઢ આસ્થા છે કે મારી આ નિવાપાંજલિરૂપ પ્રસ્તાવના એ સ્વીકારશે.

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.**

# બ્રિટિશ હિન્દુસ્તાનનું અર્થશાસ્ત્ર.

## પ્રકરણ ૧ લું.

### હિન્દુસ્તાનની સ્થૂલ રચના અથવા ભૂગોળસ્વરૂપ.

( હિંદુસ્તાનની રચના તથા સ્થિતિ અને તેનો તેની આર્થિક પેદાશો સાથે સંબંધ. )

બ્રહ્મદેશ સુદ્ધાન્ત હિન્દુસ્તાનનું રાજ્ય સાડા સત્તર લાખ ચોરસ માઇલનું, એટલે, રૂશિયા બાદ કરતાં આખા યુરોપ ખંડ જેટલું છે, અને વસ્તી આશરે ૨૯૪૦૦૦૦૦૦, એટલે રોમન રાજ્યની વસ્તીથી બમણી કરતાં પણ વિશેષ છે, જેમાંની ૨૩૧૯૦૦૦૦૦ બ્રિટિશ રાજ્યમાં છે.

હિન્દુસ્તાન દેશના ત્રણ ચોખ્ખા વિભાગ થઈ શકે:—

#### (અ) હિમાલયનો પ્રદેશ.

હિમાલય પર્વત તથા હિન્દુસ્તાનની વાયવ્ય અને ઈશાન સરહદ્દ આગળ આવેલા હિમાલયની દક્ષિણ બાજુના ફાંટા—એ તમામ પ્રદેશ

તે હિમાલયનો પ્રદેશ. આ પહાડી પ્રદેશની કુલ પહોળાઈ ઉત્તર: દક્ષિણ ૧૫૦ થી ૨૫૦ માઇલની છે;—એટલે કે સરાસરી ૨૦૦ માઇલ.

સદરહુ પ્રદેશનું આર્થિક સ્વરૂપ:—

(અ) આ પહાડી પ્રદેશ ચોમાસાનો પ્રવાહ ઝીલે છે અને ઉત્તર હિન્દુસ્તાનનાં મેદાનોને એ પાણી આપે છે. (આસામમાં હિમાલયની પાસે આવેલા ચેરાપુંજી નામના સ્થાનમાં વર્ષ દહાડામાં બધો મળી આશરે ૪૫૦ ઇંચ વરસાદ પડે છે.)

(બ) એ પહાડોનાં જંગલો કોરી રૂતુમાં નદીઓને પૂરૂં પાડવા માટે ફક્ત વરસાદના પાણીનો સંગ્રહ કરે છે એટલું જ નહિ, પણ ઉત્તર હિન્દુસ્તાનના લોકો માટે રેલવેના સલેપાટ બળતણ તથા ઘર બાંધવા સારૂ ઇમારતી લાકડું પણ પૂરૂં પાડે છે.

(ક) સદરહુ પ્રદેશની પેદાશ: ત્યાં ચહા, બટાટા તથા કેટલાંક ઇંગ્રેજી ફળો બહુ થાય છે. પણ આ જાતની પેદાશ હમણાં દાખલ થઇ છે. મૂળ દેશી પેદાશમાં બાજરી, ટંકણખાર તથા મધ થાય છે, જે બધાની કુલ કીમત બહુ નથી.

(ડ) પર્વતના ધોધનાં પાણીની શક્તિનો કેટલેક સ્થળે જૂના ઢબની મીલો ચલાવવામાં ઉપયોગ કરવામાં આવે છે. પણ એ શક્તિમાં કામ કરવાનું બહુ અગત્યનું બળ રહેલું છે, (કારણ કે એમાંથી અથાગ વીજળિક બળ ઉત્પન્ન થઈ શકે છે.) પરંતુ હજી સુધીમાં એની ફક્ત એક જ યોજના સંબંધી દરખાસ્ત થઈ છે, અને તે કાશ્મીરમાં આવેલ જેલમના ધોધ સંબંધી છે.

(ઇ) માલ લઈ જવા લાવવાની ખરાજાત તથા મુશ્કેલી એ એ પહાડોની મુખ્ય ખામી છે. તે સાથે થોડાં જ માણસોને પૂરૂં

પડી શકે એટલું ધાન ત્યાં પેદા થઇ શકે એમ હોવાથી મજૂરી કરનાર માણસ બહુ મળી શકતાં નથી.

## (બ) ઉત્તર હિન્દુસ્તાનની નદીઓવાળા સપાટ પ્રદેશ.

આ પ્રદેશો હિમાલય અને વિન્ધ્ય પર્વતો વચ્ચે આવેલા છે. અને તેમાં સિન્ધુ, ગંગા તથા બ્રહ્મપુત્રા નદીઓ તથા તેમની ન્હાની મ્હોટી શાખાઓ આવેલી છે. હિન્દુસ્તાનનો આ પ્રદેશ સર્વથી ફળદ્રુપ અને ઘાડ વસ્તીવાળો છે. અને તેમાં સાડી સોળ કરોડ માણસની વસ્તી છે.

હિન્દુસ્તાનની નદીઓનું આર્થિક સ્વરૂપઃ–

(અ) જમીનને પાણી પહોચાડનાર તથા ફળદ્રુપ બનાવનાર તરીકે નદીઓનો ઉપયોગઃ–સદરહુ નદીઓનાં પાણી પરભારાં અથવા નહેરોદ્વારા ઉપયોગમાં લેવામાં આવે છે, અને પહાડ પર્વતોમાંથી જે કાંપ અથવા કચરો તેઓ ખેંચી લાવે છે તેને લીધે જે ભાગમાં આ નદીઓનાં રેલનાં પાણી ફરી વળે છે તે ભાગની જમીન ઉપર કાંપનું બહુ ફળદ્રુપ પડ પથરાઇ જાય છે.

(બ) નવી જમીન બનાવનાર તથા અસલ જમીનનો નાશ કરનાર તરીકે સદરહુ નદીઓની શક્તિઃ– હિન્દુસ્તાનની નદીઓમાં દર વર્ષે જે કાંપ તણાઈ આવે છે તેનો જથ્થો ગંજાવર હોય છે. જેવી રીતે સિન્ધનો મુલક એ "સિન્ધુનો પ્રસાદ" કહેવાય છે. તેમ બંગાળાનો નીચેનો પ્રદેશ "ગંગાનો પ્રસાદ" કહેવાય છે. બંગાળાનો પચાસ હજાર ચોરસ માઇલનો નદીના મુખ આગળનો ત્રિકોણ જેને ઈંગ્રેજીમાં 'ડેલ્ટા' કહે છે તે ગંગાથી થયો છે, એટલે કે ઘણા કાળથી દર વર્ષે જમા થતા ગંગાના કાંપથી થયો છે.

ગાઝીપુર આગળ ગંગા દર વર્ષે ૬૩૬ કરોડ ૮૦ લાખ ઘનફીટ કાંપ અથવા કચરો કાઢી નાંખે છે; તો ગંગા તથા બ્રહ્મપુત્રાના સંયુક્ત મુખ આગળ જે કચરો જામે તે તો આના કરતાં ઘણો વધારે હોવો જ જોઇએ. પણ હિન્દુસ્તાનની નદીઓ, ખાસ કરીને તેમના મૂળ આગળથી નીચે આવતાં વધારે મ્હોટી અને જોરદાર થાય છે ત્યાં તેઓ નાશ પણ મ્હોટો કરે છે. દર વર્ષે તેઓ કોઇને કોઈ ઠેકાણાના કિનારાની ભેખડો તાણી જાય છે અને તે સાથે ખેતરો, ઘરો તથા શહેરોને પણ ગરક કરી નાંખે છે. (દાખલા તરીકે ડેરાગાઝીખાન.) વળી કેટલીક વાર એકાએક તેમનાં વ્હેણ બદલાઈ જતાં, ઘણાં પુરાતન રાજ્યધાનીનાં તથા વ્યાપારી શહેરો નાશ પામી ઉજ્જડ થઈ ગયાં છે. રેતાળ પ્રદેશમાં નદીઓ હમેશ એક જ વ્હેણમાં વહ્યા કરે એમ ભરોંસો રાખી શકાતો નહિ.

(ક) વ્યવહારના ધોરી માર્ગ તરીકે એ નદીઓનો ઉપયોગઃ—

ગંગા, એ "બંગાળાનો મ્હોટો ધોરી માર્ગ" કહેવાય છે તે બરાબર છે. એના મુખ આગળથી મૂળ તરફ હજાર માઇલ સુધી વહાણ ચાલી શકે છે. એના કાંઠા ઉપર ઘણાં જૂનાં અને ધનાઢ્ય શહેરો આવેલાં છે, અને માલ વિગેરે લઈ જવા લાવવાનું સહેલામાં સહેલું અને સોંઘામાં સોંઘું સાધન પૂરૂં પાડે છે. પરંતુ (૧) એમાં મ્હોટી સ્ટીમરો ચાલી શકતી નથી તથા (૨) રેતી જામવાથી વારંવાર એના તળીઆમાં ફેરફાર થઈ જાય છે અને તેથી ન્હાની હોડીઓ શિવાયનાં બારકસોમાં, એટલે કે મ્હોટા વહાણોમાં, માલ વિગેરે લઈ જવા લાવવાનું અનિશ્ચિત અને બિનફાયદાકારક થાય છે. સિન્ધુ

નદીનો પ્રવાહ વધારે 'ઝડપવાળો' હોવાથી થોડેક સુધી એમાં મ્હોટી હોડીઓ ચાલી શકે છે. અને બ્રહ્મપુત્રા તો છેક હમણા સુધી આસામનો ફક્ત એક જ ધોરી માર્ગ હતો અને બહુ મ્હોટી હોડીઓ તથા સ્ટીમરો દર વર્ષે પાંચ કરોડ રૂપિયાનો માલ ભરી એના ઉપર ફરતી.

ઉત્તર હિન્દુસ્તાનની નદીઓવાળા પ્રદેશનો પાકઃ—

ઉત્તર હિન્દુસ્તાનનાં મેદાનોવાળો પ્રદેશ, વર્ષમાં બે અને કેટલીક વાર ત્રણ પાક પણ આપે છે. બંગાળાના નીચેના પ્રદેશનો મુખ્ય પાક ચોખા છે અને હિન્દુસ્તાનની વસ્તીના ત્રીજા ભાગનો એ મુખ્ય ખોરાક છે. પણ મોન્ગીરની પશ્ચિમે, એ પાકનું એટલું પ્રાધાન્ય નથી. મુખ્ય પાક તરીકે ઘઉં છે. બંગાળાના નીચેના એટલે કે દક્ષિણના ભાગમાં, બીજા પાકમાં શણ, કઠોળ, તેલનાં બીઆં તથા શાકભાજી થાય છે.

બંગાળાના વાયવ્ય ભાગમાં ઘઉં, જવ, બાજરી, શાકભાજી તથા બટાટા (કે જે દહાડે દહાડે મહત્ત્વનો પાક થતો આવે છે તે) થાય છે. અને જંગલોમાં લાખ, તસર, રેશમ, લાકડું, બાજરી તથા મહુડાનાં ઝાડ થાય છે, મહુડાના ઝાડનાં ફૂલ લોક ખાય છે અને તેમાંથી કાઢેલો દારૂ ત્યાંની જંગલી જાતોનો મુખ્ય નિશો છે.

### (ક): દક્ષિણની ઉચ્ચ સપાટ ભૂમિનો પ્રદેશ—દખ્ખણ.

આ પ્રદેશની સરાસરી ઉંચાઈ એક હજારથી ત્રણ હજાર ફીટ સુધીની છે અને વસ્તી સાડા અગીઆર કરોડની છે. ત્રણ પર્વત રૂપી દિવાલો એના ટેકા રૂપ છે, એટલે કે ઉત્તરમાં પૂર્વ તરફની કૈમુરની હાર સાથે જોડાયલો વિન્ધ્ય પર્વત; પશ્ચિમમાં પશ્ચિમઘાટ; અને પૂર્વમાં પૂર્વઘાટ. છેલ્લા બન્ને ઘાટ છેક દક્ષિણમાં એક બિન્દુમાં મળે છે; જ્યાંના ઉચ્ચ સપાટ પ્રદેશને કુર્ગ કહે છે.

આ પ્રદેશની તમામ નદીઓ પૂર્વ દિશા તરફ વહે છે. ઉચ્ચ સપાટ ( દખ્ખણના ) ભાગમાં વરસાદ ઓછો થાય છે ( આખા વર્ષમાં ૩૨ ઇંચિથી ઓછો. ) પણ પૂર્વ અને પશ્ચિમ તરફના દરિયા કાંઠાના બન્ને ચીરા અત્યન્ત ફળદ્રુપ છે અને તેમને પાણી પુષ્કળ મળે છે: ખાસ કરીને મદ્રાસ કાંઠા પાસે આવેલા નદીના ત્રિકોણો, કે જે દર વર્ષે સારા પાક આપવાની બાબતમાં બંગાળા કરતાં પણ ચઢી જવાની હરીફાઈ કરે છે. બ્રિટિશ સમય પહેલાંથી ખેતરોને પાણી આપવામાં આ નદીઓનાં પાણીનો નહેરો દ્વારા ઉપયોગ કરવામાં આવ્યો છે અને મદ્રાસની ફળદ્રુપતા ઘણે ભાગે એને લીધે છે. આ ઉચ્ચ પ્રદેશ( દખ્ખણ )માં વરસાદ ઓછો પડવાથી વારંવાર દુકાળ પડે છે. ખીણોમાં બંધ બાંધી તળાવ જેવું કરી વરસાદનું પાણી સંગ્રહી રાખવાનો અસલના વખતથી અહીંના લોકોનો રિવાજ છે, અને તે પાણી, નીચી સપાટીની જમીનને આપવામાં આવે છે. ત્યાંની ખેતીનો તમામ આધાર હાથે ખોદેલી નહેરો ઉપર છે. દખ્ખણમાં ચાર જંગલવાળા પ્રદેશ છે.

સહુથી કીમતી પાક રૂનો છે, કે જેને માળવા, ખાનદેશ તથા વરાડ પ્રાન્તની કાળી જમીન બહુજ માફક આવે છે. ઘઉં ફક્ત ઉત્તર તરફની ખીણોના પ્રદેશમાં થાય છે. અને તે શિવાય બીજી પેદાશમાં શેરડી, તમાકુ, કઠોળ,' જાર અને બાજરો થાય છે ( તેમાં છેવટના બન્ને મુખ્ય ખોરાક છે; ) મરી તથા તેજાના, દક્ષિણમાં પુષ્કળ થાય છે અને ચોખા ફક્ત મદ્રાસ આગળ આવેલા નદીના ત્રિકોણમાં થાય છે. ખનિજ પદાર્થમાં કોલસા, ચૂનો, લોઢું, હીરા ( જે હાલ બંધ છે ) તથા સોનું ( ખાસ કરીને મૈસોરમાં ) થાય છે.

આ ઉપરથી જણાય છે કે દેશની રચના એવી છે કે ચોખા, એ નીચાણના અને ભીનાશવાળા પ્રદેશોમાં થાય છે; જેમકે, બંગાળા તથા

મદ્રાસમાં આવેલ નદીઓના ત્રિકોણોમાં. ઘઉં, બહાર, સંયુક્ત પ્રાન્તો તથા પંજાબમાં થાય છે. ડુંગરી ભાગમાં, જંગલોમાં અને દખ્ખણ (ડેકન)ના ઉચ્ચ પ્રદેશમાં મુખ્ય પાક બાજરીનો થાય છે. પરંતુ આ છેલ્લા પ્રદેશો ખેતીમાં ગરીબ છતાં ખનિજ પદાર્થોથી ભરપૂર છે; અને ખેતીની પેદાશ ઉપર સીધા રીતે આધાર ન રાખતા એવા હુન્નર-ઉદ્યોગોનાં કારખાનાં તેમની નજીકમાંજ સ્થાપવાં જોઇએ.

છોટા નાગપુરની જમીનમાં કોલસા પુષ્કળ છે, અને લોઢું, મેન્ગેનીઝ તથા અબરખ, ત્યાં તેમજ મધ્ય પ્રાન્તોમાં પણ છે. પરંતુ આ સ્થળોની મુખ્ય ખામી એ છે કે ત્યાં પુષ્કળ પાણી નથી. તેથી કાચી ધાતુ અથવા કાચા પદાર્થ પુષ્કળ હોવા છતાં ત્યાં હાલનાં કારખાનાં સહેલાઇથી થઇ શકે એમ નથી. આનો અર્થ એ કે માલ અગર વસ્તુ લઇ જવા લાવવાનો ખર્ચ વધારે થાય.

આ સર્વ ઉપરથી એમ કહી શકાય કે હિન્દુસ્તાન એ એક દેશ નહિ પણ ખંડ છે; અને કુદરતનો ભાગ્યેજ કોઇ એવો પદાર્થ અથવા વસ્તુ હશે, કે જે, તે ઉત્પન્ન કરી શકે નહિ, અથવા તો તેની ભૂમિમાં ઇશ્વરે એની બક્ષીસ ન કરી હોય. છતાં એમાં રહેલી સમૃદ્ધિ અગર શક્તિને, યુરોપના દેશો જેટલી કરકસર અને કાર્યસાધકતાથી ખીલવવામાં એની અર્ધોષ્ણ હવા આડે આવે છે; અને એનાં વિશાળ મેદાનો તથા ઉચ્ચ પ્રદેશોમાં પાણીના અભાવને લીધે તથા કોલસાની ખાણો બધે એક સરખી રીતે વ્હેંચાયલી ન હોવાથી હિન્દુસ્તાનના ઘણા ખરા ભાગોમાં માલ બનાવવાનું બહુ ખરચાળ તથા મહેનતભર્યું થઇ પડે છે.

## માલ લઇ જવો લાવવો.

(અ) નદીઓ:—ઉત્તર હિન્દુસ્તાનના મેદાનોમાં આવેલી નદીઓ ઘણા

જૂના કાળથી માલ લઈ જવા લાવવાનો મુખ્ય માર્ગ છે અને તેને કાંઠે મ્હોટાં શહેરો આબાદ થયાં છે. [ એ નદીઓની ખામી બાબત ઉપર જુવો. ]

(બ) જમીન ઉપરનો વ્યવહાર મુખ્યત્વે કરીને અસલી અને રગશિયાં ગાડાંથી ચાલતો. પરંતુ બ્રિટિશ રાજ્ય પહેલાંના સમયમાં રસ્તા ખરાબ હોવાને લીધે તથા નદી નાળાં ઉપર પૂલ બાંધેલા ન હોવાથી ગાડાંઓ પણ થોડે સુધીજ જઈ શકતાં. તેથી માલ લઈ જનારા, ટટ્ટુ, બળદ, ગધેડાં તથા ઉંટનો ઉપયોગ કરતા. પણ આ દરેક પ્રાણી થોડોજ માલ લઈ જઈ શકતું. છતાં વણઝારા લોકોની ટોળીઓ એકઠી થઇ, લાંબી ચઢાઇઓ અથવા સ્વારીઓમાં મ્હોટાં લશ્કરનાં લશ્કરને ફતેહ મંદીથી ધાન પૂરૂં પાડતી. દરેક માણસ પોતાની પોઠ ( બળદ ) ઉપર ભાર ભરતો, અને એમ આખી ટોળી—કેટલીક વખત તો દસ હજાર માણસની ટોળી—એક આગેવાન નીચે એકઠી થઈ રસ્તા વગરના પ્રદેશમાં લશ્કર સાથે જતી. ભાર ઉચકનાર પ્રાણી તરીકે પંજાબ તથા રજપૂતાનામાં ઉંટનો, વાયવ્ય સરહદના પ્રદેશમાં ઘણે ખરે ઠેકાણે ખચ્ચરનો તથા પહાડોમાં ટટ્ટુનો ઉપયોગ કરવામાં આવે છે.

(ક) હિન્દુસ્તાનમાં રેલવે સન ૧૮૫૪ માં દાખલ થઈ. યુરોપની બહારના બીજા કોઈ પણ દેશ કરતાં હિન્દુસ્તાનની રેલવે, પ્રમાણમાં, બેશક વધારે છે ( સન ૧૯૦૫ માં ૨૮૦૦૦ માઇલની હતી );*પરંતુ હિન્દુસ્તાનની રેલવેની મુખ્ય ખામી, તેની જૂદી જૂદી પહોળાઈ તથા મ્હોટી નદીઓ ઉપર પ્રમાણમાં ઓછા

* હાલ લગભગ ૩૦૦૦૦ માઇલની છે.

પૂલ, એ છે. તેથી માલ વારંવાર એક રેલવેમાંથી બીજીમાં ફેરવવાની જરૂર પડે છે અને તેમ થવાથી નૂરમાં વધારો થાય છે અને માલ પડી રહેવાનું તથા ચોરીનું જોખમ વધે છે.

## રેલવેની આર્થિક અસરો.

(૧) યાત્રાળુઓ, જેમની સંખ્યા દર વર્ષે લાખોની હોય છે તેમના વખતનો બચાવ થાય છે.

(૨) વધારાની વસ્તીને જલદી અને થોડે પૈસે બીજે ઠેકાણે જઈ વસવામાં મદદ કરે છે, અને આ રીતે, જ્યાં જરૂર હોય ત્યાં મજૂરી કરવા સારૂ વધારે મજૂરો પૂરા પાડી શકાય છે.

(૩) પોતાના ખપ કરતાં વધારે હોય એવી ખેતી વાડીની પેદાશની ચીજોનાં બજારો વધારી તેના સારા ભાવ ઉપજાવી શકાય છે.

(૪) રેલવેથી અમુક હદમાં વસ્તુના ભાવ સરખા રહે છે. આગળ રસ્તા ખરાબ હોવાને લીધે હિન્દુસ્તાનનો ખેડુત લગભગ કંઈ પણ ચીજ આયાત કરતો નહિ અને હજી પણ તેમ થોડુંજ કરે છે; પણ જેટલું આયાત કરે છે તેમાં રેલવેના કારણથી વસ્તુ આણવાની ખરાજાત ઓછી થવાથી એને ફાયદો થાય છે.

(૫) દુકાળ નિવારણમાં મદદ થાય છે.

(૬) નૈતિક અસર:—( જ્ઞાતિ, પ્રાન્તિક અલગપણું તથા મનના સાંકડા-પણાને કમી કરે છે. )

---

# પ્રકરણ ૨ જું.

## હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિમાં એક ખાસ અંગ.

ગ્રામ્ય વ્યવસ્થા—જો કે હિન્દુસ્તાનની વસ્તી બ્હોળી છે ( બ્રિટિશ હકુમતમાં દરેક ચોરસ માઇલે સરાસરી ૨૧૩ ની છે ) પણ લગભગ તમામ માણસો ગામડાંઓમાં રહે છે અને જેને મ્હોટાં શહેર અગર નગરો કહીએ તેનો અભાવ છે. દેશ મુખ્યત્વે કરી ખેતીવાડીનો છે; ગામડાંની વસ્તીના સોએ ૯૦ ટકા ( અથવા દેશની સમગ્ર વસ્તીના ૭૦ ટકા ) સીધી અથવા આડકતરી રીતે ખેતી ઉપર જીવે છે. હિન્દુસ્તાનની વસ્તીનો દસમો ભાગ પાંચ હજારથી ઓછી વસ્તીનાં નહિ એવાં શહેરો, કે જેની સંખ્યા ૨૧૪૮ ની છે, તેમાં રહે છે; જ્યારે ઇંગ્લંડમાં સૈકડે ૭૪ ટકા જેટલો ભાગ શહેરમાં વસનારો છે.

પૂર્વે, શહેરોની ઉત્પત્તિ રાજાના રહેઠાણ ( રાજ્યધાની ) અથવા અમુક સ્થાનની ખાસ ધાર્મિક પવિત્રતાને લીધે, અર્થાત્ તીર્થ ગણાવાથી થતી. પણ હવે બ્રિટિશ રાજ્યમાં નવાં શહેરો, વ્યાપાર અને ઉદ્યોગને લીધે થાય છે; જેવાં કે કાનપુર, મુંબાઈ, હાઉરા ઇત્યાદિ. પરંતુ હિન્દુસ્તાનના લોકો હજી શહેરોને ટેવાયા નથી, તેમ યુરોપની માફક તેઓએ શહેરી સદ્ગુણો, એકઠા થઈ કામ કરવાની ટેવ, તથા એકાત્મભાવ ખીલવ્યાં નથી.

આ ઉપરથી જણાશે કે ગામ એ હિન્દુસ્તાનના સામાજિક બંધા-

રણનું ન્હાનામાં ન્હાનું અવયવ છે. હિન્દુસ્તાન એ ગામડાઓનો બનેલો ખંડ છે અને આ બાબત ઉપર એની આર્થિક સ્થિતિનો આધાર રહે છે.

ગામડાંનું આર્થિક બંધારણ—(જ્યાં ગ્રામ્ય મંડળ નથી હોતું ત્યાં પણ) હિન્દુસ્તાનમાં દરેક ગામ સ્વપર્યાપ્ત એટલે કે દરેક બાબતમાં પોતાની ગોઠવણ અથવા વ્યવસ્થા કરી લે એવું હોય છે. ગામડાના લોકની દૃષ્ટિમર્યાદા અથવા ઇચ્છા, અભિલાષા વગેરે અત્યન્ત ટુંકી હોય છે અને તેમનાં ગામડાંજ તેમની તમામ સાદી જરૂરિયાતો પૂરી પાડે છે. જે ઠેકાણેથી તેઓ પોતાને જોઇતી ચીજો લે છે તથા જ્યાં પોતાનો માલ વેચે છે, તેનાં બજારો તેમની બહુ પાસેજ હોય છે: અને દુનિયાંનાં મ્હોટાં બજારોમાં માલની ખપત અને ભાવોના જે ફેરફાર થાય છે તેનો તેમને લેશ પણ સ્પર્શ થતો નથી, અથવા થાય છે તો ફક્ત ઘણાં વર્ષો પછી. જે ગામડાંઓ તેમની નજદીકનાં મ્હોટાં શહેરોને પૂરૂં પાડે છે અથવા તો કોઈ મહત્ત્વની રેલવે પાસે આવેલાં હોય છે તે ઓછાં શાન્ત, અને સમયાનુસાર બદલાતાં, જોવામાં આવે છે. કેટલીક વખત કેટલાંક ગામ એકઠાં મળી દરેકના ખાસ ઉદ્યોગ અગર પેદાશવડે એક બીજાની ખામીઓ પૂરી પાડે છે અને એમ બધાં મળી પોતાની જરૂરિયાતોની વ્યવસ્થા પોતાનામાંજ કરી લેનાર એક સ્વતન્ત્ર સમૂહ બનેછે.

## ગ્રામ્ય વ્યવસ્થાની આર્થિક અસરો અથવા પરિણામ.

(અ) ખેતી એ હિન્દુસ્તાનના લોકોનો લગભગ એકજ ઉદ્યોગ છે. મ્હોટા ઉદ્યોગો, મ્હોટાં શહેરો શિવાય તદ્દન અશક્ય છે. એક સૈકા પૂર્વે યુરોપમાં ગરીબ માણસો પોતાના ઝુંપડાંમાં જે ઉદ્યોગો

કરતા અને જેની વ્યવસ્થા એકઠી ચાલતી તથા જે વ્યવસ્થા અત્યારે પણ જાપાનમાં ચાલે છે તે રીત પણ હિન્દુસ્તાનમાં ભાગ્યેજ જાણીતી છે.

(ખ) સાંકડી મર્યાદાવાળા અલગ જીવનના કારણથી લોકો અત્યન્ત જૂના વિચારના છે અને નવા વિચાર તેઓમાં પ્રવેશ પામી શકતા નથી. ગામડાંના લોકોમાં આર્થિક સુધારો લગભગ અશક્ય છે અને રિવાજ અથવા રૂઢિનું રાજ્ય સર્વોપરિ છે.

(ક) કોઈ કામ માટે મજૂરો એકદમ જોઈતા હોય અથવા કોઈ કામમાં એકદમ બંધ કરવા હોય તો તે બન્નેને ગ્રામ્ય વ્યવસ્થા વિઘ્નરૂપ છે, કારણ કે લોકો ઘરકૂકડી છે. "હિન્દુસ્તાનનો ખેડુત ગતિરહિત—જડ—છે;" દરેક જીલ્લા અગર વિભાગના લોકોમાંથી, ૯૦ ટકા ઉપરાંત એજ વિભાગમાં જન્મેલા, ૬ ટકા એની જોડેના જીલ્લામાં જન્મેલા, અને ફક્ત ૩ ટકા, એથી છેટેનાં સ્થાનોમાંથી આવેલા હોય છે. અને તેથીજ પોતાના બાપદાદાનો અગર વંશપરંપરાનો ધન્ધો ચલાવવાનો ગામડાંમાં નિયમ છે.

ટુંકામાં, ગ્રામ્ય વ્યવસ્થા ન્હાના પ્રમાણની પેદાશને ઉત્તેજન આપે છે, રૂઢિની અસરોને દૃઢ કરે છે અને અભિવૃદ્ધિના મોજાને અથવા કોઈ મહાન આર્થિક ફેરફારને અટકાવે છે.*

* "લોકો આખા દેશ ઉપર ન્હાનાં ન્હાનાં ગામડાંમાં વેરાયેલા છે......જે ગામડાંને, સ્વપર્યાપ્ત અર્થાત દરેક બાબતમાં પોતાની ગોઠવણ અથવા વ્યવસ્થા કરી લે એવી ઔદ્યોગિક વ્યક્તિઓ ગણી શકાય; ધન્ધાની આપ લે થોડી બની શકવાથી કામની વહેંચણી થોડી છે, અને તેથી ખાસ કારીગિરીને માટે આ ગામડાંઓમાં થોડો અવકાશ

## ખેડુતનું જમીન ઉપર સ્વામિત્વ અથવા માલકી.

હિન્દુસ્તાનના જે ભાગમાં અમુક વખત માટે જમાબંધી ઠરાવેલી છે ત્યાંના ખેડુતો ખરી રીતે જમીનના માલીક નથી, કારણ કે તેવી જમીન ઉપર અમુક વખતે જમીનનો આકાર અથવા સરકારી મહેસૂલ વધારવાના તથા ખેડુતનો કબજો છોડાવવાના અગર તે જમીનના ખાતેદારનું નામ કમી કરવાના સરકારના કાયદાને તેઓ તાબે છે. બ્રિટિશ રાજ્યમાં મદ્રાસના મિરાઝદારોએ ( જમીનદારોએ ) પણ જમીન ઉપરનો પોતાનો વંશપરંપરાનો હક ગુમાવ્યો છે, અને સરકારની નજરમાં આવે ત્યાં સુધી રાખે અને નજરમાં આવે ત્યારે કાઢી મૂકે એવા સાધારણ ખાતેદાર ખેડુત થઈ ગયા છે, પણ જે ભાગોમાં કાયમની જમાબંધી ઠરાવી છે ત્યાં બેન્ગોલ ટેનન્સી એકટ પ્રમાણે અમુક વર્ગના ખાતેદારોના વંશપરંપરાના તથા બીજાને આપી ન શકાય એવા હક કબુલ રાખવામાં આવ્યા છે. અને જમીનના ખરા માલીક ખેડુતો આ છે. અને તેથી તે શિવાયના હિન્દુસ્તાનના ઘણા ખરા ભાગોમાં વસ્તુના સ્વામિત્વ અથવા માલકીપણામાં શું જાદુ રહ્યું છે તે કોઇના જાણવામાં નથી. પણ ઉતરતી અથવા નીચેની જાતો એમાંજ પોતાના જે થોડા ઘણા પૈસા હોય તે નાંખતી હોવાથી હજી પણ એમને જમીન મેળવવાની ઇચ્છા વધુ હોય છે. અને તેથી

છે. આ દેશની ખેતીના અંગના હુન્નરો, જો કામની વિશેષ વહેંચણી થાય તો વિશેષ કાર્યસાધક થઈ શકે. ગામડાના લોકો, બહારની દુનિયાં વિષે તદ્દન અજ્ઞાન હોય છે અને પોતાની સ્થિતિ સુધારવાની તેઓની પાસે કંઈ અનુકૂળતા નથી. એમની આર્થિક સ્થિતિનો જેના ઉપર આધાર છે એવી અગત્યની બાબતોમાં પણ તેઓ નિરાધાર છે, ” ( મોરીસન )

જમીનના ખાતેદાર તરીકેના, પેટા ખાતેદાર તરીકેના, ઇત્યાદિ ખેતીના વિવિધ હકો સારે ભાવે વેચવામાં આવે છે. પણ આમ થવાનું કારણ, દેશમાં વસ્તી વધવાથી જમીન ઉપર થયેલું દબાણ છે. હિન્દુસ્તાનમાં જે ઠેકાણે ખેડુતોજ જમીનના માલીક છે ત્યાં પણ જમીનના વારંવાર ભાગ પાડવામાં આવે છે અને તેથી દરેકને ભાગે ખેડવાની જમીન થોડી થતી આવે છે. અર્થાત્ ખેતી ન્હાની થતી આવે છે. અને તેથી કરી હિન્દુસ્તાનના, માલીક ગણાતા ખેડુતો પણ તેમના પડોશી ખેડુતો કરતાં વધારે સુખી અથવા ધનાઢ્ય નથી; તેમજ ફ્રેન્ચ ખેડુ-તોના જેવા પોતાની વસ્તીમાં વધારો થતો અટકાવવાના પણ તેઓ ઇલાજો લેતા નથી.

## જ્ઞાતિ અને તેની આર્થિક અસર.

જ્ઞાતિના લાભ નીચે પ્રમાણે છે:—

(અ) જ્ઞાતિબંધારણથી વંશપરંપરા ઉતરી આવતી નિપુણતા, ધન્ધાની છુપી કુંચીઓ અથવા ખુંચો, તથા શિખાઉને કેળવણી પ્રાપ્ત કરવાની સરળતા થાય છે.

(બ) વળી, જ્ઞાતિ, એ વેપાર ધન્ધાનાં મહાજન તથા અરસ પરસ સહાય કરનાર મંડળી ( 'મ્યુચ્યુઅલ બેનિફિટ સોસાયટી' ) તરીકે કામ કરે છે. દરેક જ્ઞાતિ એવું મંડળ બને છે કે (૧) પોતાની જ્ઞાતિના યુવાનોને પોતાની જ્ઞાતિના ધન્ધા અગર હુન્નરનું યોગ્ય શિક્ષણ આપે છે, (૨) પોતાના નાતભાઇઓના રોજ અગર મજૂરીના પૈસા સંબંધી નિયમ કરે છે, (૩) તેઓમાં કંઇ વાંધો પડે તો તેનો પંચ મળી તોડ કરે છે, (૪) વ્યવહારમાં કંઈ કસૂર અગર વાંક કરનારને શિક્ષા કરે છે તથા (૫) જમણ વિગેરે વ્યવ-હારથી એક બીજા વચ્ચે સારો સંબંધ વધારે છે. બ્રિટિશ સ-

મય પહેલાં હિન્દુસ્તાનના જે તે સ્થાનના મુખ્ય સ્થાનિક ઉદ્યોગો જ્ઞાતિની દેખરેખ નીચે ખીલવવામાં આવતા ( ખાસ કરીને અમદાવાદ, બિહાર, અમૃતસર, દીલ્હી વગેરેમાં. ) જ્ઞાતિ એ હિન્દુસ્તાનમાં, યુરોપના દેશોમાં ગરીબોને ભીખ માગતા અટકાવી તેમની પાસે યોગ્ય કામ કરાવવાનો જે કાયદો છે, જેને "પુઅર લૉ" કહે છે, તેને ઠેકાણે છે, અને એમ સામાન્ય વખતમાં પોતાના માણસને ભૂખે મરવા દેતી નથી.

(૬) જ્ઞાતિએ, પોતાના કરતાં શારીરિક તથા માનસિક રીતે ઉતરતી જાતો સાથે અરસ પરસનો લગ્ન વ્યવહાર અટકાવી શુદ્ધ જાતોની વિશુદ્ધિ સાચવી છે તથા ઉચ્ચ જાતોને ખાવા પીવામાં તથા રોગજનક ટેવોમાં અમર્યાદપણું કરતાં અટકાવવામાં કેટલીક મદદ કરી છે."

(૭) જ્ઞાતિ, કેટલીક હદ સુધી મહેનત અગર કામના વિભાગ કરી શકે છે પણ નવા વિભાગોને તે અશક્ય બનાવે છે તથા અમુક રૂઢિના ચીલા બહાર એકઠા થઈ કામ કરવાનું અત્યન્ત મુશ્કેલ બનાવે છે.

## જ્ઞાતિના ગેરલાભ.

(૧) કામ અથવા મજૂરી કરવા સારૂ એક સ્થળેથી બીજે સ્થળે છૂટથી જવાનું ( વિદેશગમન ) મુશ્કેલ થાય છે, તથા એક જ્ઞાતિનો માણસ પોતે જે ધન્ધો કરતો હોય તે છોડી બીજો કરવો એ એને માટે લગભગ અશક્ય છે. ( આ જો કે સામાન્ય નિયમ છે પરંતુ જ્ઞાતિમાં પોતાનું સ્વરૂપ બદલવાનો અથવા વખત પ્રમાણે ફેરફાર કરવાનો ગુણ પણ હોય છે; ઐતિહાસિક સમયમાં કેટલીક હલકી જાતોએ એ પ્રમાણે વિચારપૂર્વક પોતાના ધન્ધા અથવા રોજગારમાં ફેરફાર કરી નાંખેલો જોવામાં

આવે છે. ) વળી કેટલાંક કામ અથવા ધન્ધા કેટલીક જ્ઞાતિઓએ કરવાનો પ્રતિબંધ છે.

(૨) નવીન શોધ અથવા અપૂર્વ કલ્પક બુદ્ધિ દબાઈ ગઈ છે, કારણ કે દરેક કારીગર અથવા કામ કરનારની, તેની જ્ઞાતિમાં બંધાયલી સ્થિતિને લીધે તેનું વ્યવહારિક ભવિષ્ય સંકડાઇ ગયું છે. એનાથી જ્ઞાતિ કરતાં ઉંચે ચઢી શકાય નહિ. તેથી હિન્દુસ્તાનમાં કામ અગર મહેનત કરવાની બુદ્ધિ કામમાં આવતી નથી. હિન્દુસ્તાનમાં અંત્યજ વગેરે ઘણી દબાયલી જાતો પણ છે; કામની મ્હોટાઈ અથવા ગૌરવ ભાગ્યેજ મનાયું છે.

(૩) યુરોપનાં મહાજનો અથવા મંડળોથી ઉલટી રીતે, જ્ઞાતિ એ, હિન્દુસ્તાનમાં, ઉછરતું લોહી ધન્ધામાં દાખલ કરવામાં આડે આવે છે. એ કુસંપ અને નિર્બળતાનું ચિહ્ન છે. મહાજન એ એવી સંસ્થા છે કે જે વૃદ્ધિ પામે તથા ખીલે; એ કારીગિરી અથવા કળા તરફના દરેક પ્રયાસને પૂર્ણ છૂટ આપે છે; એથી ઉલટું જ્ઞાતિ, એ હલકા પ્રકારની રચના અગર સંસ્થા છે; એ તડ અથવા વિભાગદ્વારા વૃદ્ધિ પામે છે.

(૪) જો કે થોડા કારીગરો અથવા કામ કરનારા તેમના અમુક ધન્ધા ઉદ્યોગમાં પૈસાદાર થયા હશે, પરંતુ અમેરિકાના કરોડપતિઓની માફક "ઉદ્યોગના મહારથીઓ" થવામાં જ્ઞાતિ વિઘ્નરૂપ છે. ઉદ્યોગનું ઝપાટાબંધ વધવું, ધન્ધો બદલવો તથા મહેનતના ક્રમમાં હલકી પંક્તિમાંથી ઉંચી પંક્તિમાં આવવું, એ હિન્દુસ્તાનમાં અતિ કઠિણ છે. અને તેથી પશ્ચિમ હિન્દુસ્તાનનો ( મુંબઈ ઇલાકાનો ) મીલ ઉદ્યોગ મુખ્યત્વે કરી પારસીઓથી, બંગાળાનો જૂટ અથવા શણનો યુરોપિયનોથી, અને પરદેશ સાથેનો વેપાર યુરોપિયન મુસલમાન તથા પારસીઓથી ચાલે છે; અને કાપડ

બહારથી આયાત કરવાનો વેપાર તથા દેશના અંદરના ભાગમાં તેને જૂદે જૂદે ઠેકાણે ખપાવવાનો વેપાર મારવાડીઓના હાથમાં છે—આ સર્વે, જ્ઞાતિ બંધનથી છૂટા છે અને મારવાડી શિવાય તમામને ખાવાપીવાની બાબતમાં કંટાળો આપે એવાં બંધનો નથી. ન્હાના ઉદ્યોગો, જેમાં ઉંચા પ્રકારની અથવા વિશેષ જાતની બુદ્ધિની જરૂર છે અને જે ઉંચી કારીગિરી અથવા કળાની જાતના છે તેમાં અમુક હદ સુધી ફતેહ પ્રાપ્ત કરવામાં જ્ઞાતિથી ઉત્તેજન મળે છે, પણ જ્યારે મ્હોટા ઉદ્યોગો—ખાસ કરીને યુરોપ જેવા મહાન કારખાનાના ઉદ્યોગો સ્થાપવાના હોય છે ત્યારે તે ભાગી પડે છે.

## અવિભક્ત કુટુંબઃ તેનાં પરિણામ.

(૧) અવિભક્ત અગર મઝિયારા કુટુંબનો કોઈ પણ માણસ પોતાની જાતમહેનતનું ફળ પોતે ભોગવી શકતો કે પોતાનાં છોકરાંને પાછળ આપી જઈ શકતો નથી. તેથી યુરોપના કારીગર અગર કામકરનારની માફક પૈસો પ્રાપ્ત કરવાના સંબંધમાં તીક્ષ્ણ જુસ્સાનો હિન્દુસ્તાનમાં ઘણીવાર અભાવ જોવામાં આવે છે, અર્થાત હિન્દુસ્તાનના અવિભક્ત કુટુંબમાં શ્રમ માટે બહુ ઉત્તેજન નથી.

(૨) કુટુંબમાંથી થોડા, રોટલો કમાનાર, કુટુંબના તમામ માણસોનું પોષણ કરે છે તેથી બાકીના દરિદ્રીઓનું આળસ ઉડતું નથી. પરંતુ યુરોપમાં તેમ નથી. ત્યાં તો દરેકે પોતાનું પૂરૂં કરવાનું હોય છે, નહીં તો ભૂખે મરવાનું હોય છે; સહુથી મ્હોટા ભાઇને બાપદાદાનો વારસો મળે છે અને ન્હાના ભાઇઓને તેથી અલગ કરી નાંખવામાં આવે છે. આમ હોઈ સહુ સહુને

માથે પડવાથી યુરોપમાં દરેકની કામ કરવાની શક્તિ બહાર આવે છે; હિન્દુસ્તાનમાં એમ નથી.

(૩) હિન્દુસ્તાનમાં, એક માણસની કમાઈ એનાં સગાં સંબંધીઓમાં વહેંચાઈ જવાથી એક માણસના હાથમાં મ્હોટી મૂડી એકઠી થવાનો સંભવ નથી. અને તેથી કરી જૂદી જૂદી ધનાઢ્ય પેઢીઓ એક જમાના કરતાં વધારે ચાલતી નથી. પરંતુ (ખાસ કરીને મારવાડીઓ અને વાણીઆમાં) અવિભક્ત કુટુંબ, ઘણીવાર મઝિયારા ભંડોળથી ચાલતી એક પેઢી અથવા કંપની પણ હોય છે અને તે મઝિયારી મિલકત તરીકે જમાનાને જમાના સુધી ચાલે છે.

(૪) પરંતુ આ અવિભક્ત કુટુંબની વ્યવસ્થા, હિન્દુસ્તાનના કારીગર અગર કામકરનારને વૃદ્ધાવસ્થામાં અથવા મંદવાડ વખતે નિરાધાર થવા દેતી નથી, કારણ કે કુટુંબનાં સર્વ માણસો અડધાં ભૂખ્યાં રહે તોપણ જે મળે તેમાંથી વહેંચી ખાય છે. આ વ્યવસ્થાથી, ગરીબો પાસે કામ કરાવી તેમને પેટપૂર અન્ન આપવાની તથા ઘડપણમાં પેનશન બાંધી આપવાની જે વ્યવસ્થા યુરોપાદિ દેશોમાં છે તેવી વ્યવસ્થાની હિન્દુસ્તાનમાં જરૂર નથી.

## હિન્દુસ્તાનનો વારસાનો કાયદો.

એકંદરે હિન્દુ અને મુસલમાન, બન્નેના કાયદા બાપદાદાની અગર વડિલોપાર્જીત મિલકતના વિભાગને ઉત્તેજન આપે છે. **દાયભાગનો** (બંગાળામાં ચાલતો હિન્દુ વારસાનો) કાયદો લગભગ હમેશ મિલકતના વિભાગ કરાવે છે અને જે ભાગોમાં **મિતાક્ષરા**

પ્રમાણે વ્યવસ્થા થાય છે ત્યાં જો કે દરેક ભાગદારનો જૂદો જૂદો હક માન્ય કરવામાં આવે છે છતાં સામાન્ય રીતે કુટુંબના મુખ્ય માણુસ અથવા અગ્રણીથી મઝિયારી વ્યવસ્થા ચાલે છે. મુસલમાની કાયદા એટલે સરે પ્રમાણે એક મિલકતના અનેક જૂદા જૂદા વારસ હોય છે અને વારસો ભાગ પડતો જ અપાય છે. આથી કરી મુસલમાનોમાં જમીનના સૂક્ષ્મ અને કંટાળો આવે એવા ન્હાના વિભાગો થાય છે. ઇંગ્લંડનો જ્યેષ્ટપુત્રાધિકારનો કાયદો કે જેને લીધે જ્યેષ્ટ પુત્રના હાથમાં જ સર્વ જાગીર અથવા માલમિલકત રહે છે એથી ઉલટું, હિન્દુસ્તાનનો (હિન્દુ મુસલમાનનો) વારસાનો કાયદો થોડાના જ હાથમાં મૂડી અગર મ્હોટી જાગીરો એકઠી થવા દેવાને અનુકૂળ નથી, અર્થાત એ કાયદાથી જમીન થોડી અને ખેતી ન્હાની થઈ જાય છે. બીજું, જો કોઈ પોતાની આખી જીંદગીમાં બહુ ગંજાવર પ્રમાણમાં ધન્ધો કરવાને શક્તિમાન થાય છે તો તેનું એક જમાના કરતાં વધારે ચાલતું નથી. ત્રીજું, હિન્દુસ્તાનમાં કોરટે ચઢી લઢવાની જે નાશકારક ટેવ કે જેને પરિણામે લગભગ હમેશ મિલકતના વિભાગ થતા જાય છે તે છે. અને તે સર્વથી અનિષ્ટ છે.

## સાંસારિક સ્થિતિના ક્રમમા દરજ્જો તથા રિવાજ અને તેની સાંથ, મજૂરીના દર, તથા ભાવો ઉપર અસર.

મ્હોટાં બંદરો કે જેમનો સંબંધ હમેશ પરદેશો સાથે હતો તે શિવાય હિન્દુસ્તાનમાં વેપાર રોજગારમાં જેને હરીફાઈ કહીએ તે છેક હમણા સુધી ભાગ્યેજ જાણુવામાં હતી. અને હમણા પણ જે સ્થાનો રેલવેથી દૂર છે ત્યાં રિવાજ અથવા રૂઢિનું બળ સર્વોપરિ છે. આર્થિક બળ તરીકે હરીફાઇને બદલે બાપદાદાથી ચાલતો આ-

વેલો ધન્ધો તથા પોતે જે દરજ્જામાં જન્મ્યો હોય તે દરજ્જો કામ કરતો. અત્યાર સુધી રૂઢિદેવીનો મહિમા ઘણો હતો અને જૂના રિવાજ અથવા રૂઢિથી કોઈ જરા આગળપાછળ થાય તો તે લગભગ પાપ ગણાતું. પણ હવે અને તે ખાસ કરીને શહેરો અને શહેરોને લગતાં ગામોમાં, ઇંગ્રેજી સુધારો તથા વ્હવહારનાં સાધનોનો વધારો, એ જૂની રૂઢિ અગર ચાલને દૂર કરવાનું કામ કરે છે.

મિ. મોરીસન કહે છે તેમ "હું નથી ધારતો કે હરીફાઇ એ યુરોપના ઉદ્યોગો કરતાં હિન્દુસ્તાનના ઉદ્યોગોમાં ઓછા અગત્યનું બળ હોય-રૂઢિથી એ નષ્ટ થતો નથી. હિન્દુસ્તાનમાં સામાન્ય કાયદા અગર નિયમોનો અમલ થતાં અટકાવતું આર્થિકઘર્ષણ બેશક બહુ છે." ("હિન્દુસ્તાનના ગામડાના સાંકડા મંડળમાં **હરીફાઈ એ સામાન્ય નિયમ છે,** પણ તે હરીફાઈ અભણ તથા પોતાના ગામ બહારની દુનિયાં વિષે તદ્દન અજ્ઞાન માણસો વચ્ચે છે.")

## રૂઢિની સાંથ અગર વિઘોટી ઉપર અસર.

જે કુટુંબને જ્યાં કાયમ જમાબંધીથી (પરમેનન્ટ સેટલમેન્ટથી) જાગીર મળી તેના હાથમાં જ તે રહી હોય ત્યાં જાગીરદાર તથા તેના ખેડુતો વચ્ચે સામાન્ય રીતે મિત્રતાનો સંબંધ હોય છે. જાગીરદાર પોતે તેમની સાથે જાણે સાંસારિક રીતે જોડાઈ ગયો હોય એમ એને લાગે છે. જુલમી સાંથ લેવાની તથા જમીનનો કબજો છોડાવવાની વાત કોઈ જાણતું નથી. વળી પોતાના મરનાર ખેડુતની જમીન ફરી સાંથે આપતાં ત્રાહિત કરતાં મરનારનાં સગાંને તે વધારે સહેલા કરારથી આપવા તૈયાર થાય છે. પરંતુ કાયમ આકાર અગર

જમાબંધીવાળી જાગીરમાંથી ઘણીખરી એકથી બીજાના હાથમાં ગઈ છે અને તે નવા ખરીદનારાઓમાંથી ઘણાખરાએ કમાવા સારૂ પૈસા નાંખવાના વિચારથી લીધેલી હોવાથી તેઓએ ખેડુતો પાસેથી જુલમી સાંથ લેવા માંડી. તેથી સને ૧૮૫૯ ના સાંથના કાયદાએ જૂની રૂઢિને નીચે પ્રમાણે કાયદેસર ઠરાવી:—

(૧) પડોશમાં જે ધોરણ ચાલતું હોય તે કરતાં વધારે સાંથ કોઈ જમીનદાર વધારી શકે નહિ.

(૨) બાર વર્ષનો કબજો ભોગવટો થાય તો દસ્તાવેજ ન થયો હોય તોપણ તે ખેડુતનો "ખેડ હક" ઉત્પન્ન થાય છે, અને

(૩) પડોશના ખેડુતો પોતાની જમીન વેચવાનો હક ભોગવતા હોય તો તેમ કરવા અડચણ નથી પણ તે શિવાય આવા ખેડુતને આવી જમીન વેચવાનો હક નથી.

## કામ કરનાર કારીગર અગર મજૂરના રોજ ઉપર રૂઢિની અસર.

મધ્ય કાળના હિન્દુસ્તાનમાં મજૂરીના પૈસાના દરનું ધોરણ "કદી ફરે નહિ એવા એક જ કાયદા" પ્રમાણે ચાલતું નહોતું પણ તે કામ કરનારનો જનસમાજમાં જે દરજ્જો હોય તે પ્રમાણે તથા રૂઢિથી નક્કી થતું. મજૂરોને મજૂરીના બદલામાં ઘણી વાર વસ્તુ એટલે દાણા વગેરે આપવામાં આવતા, પણ જ્યારે મજૂરી બદલ પૈસા આપવામાં આવતા ત્યારે તેનું ધોરણ સાધારણ રીતે, તે કામ કરનાર માણસની જ્ઞાતિ ઉપર રહેતું, કામના પ્રકાર ઉપર નહિ. જ્યારે મજૂરી કરતાં મજૂરીકરનાર વધી જતા ત્યારે તેમના વધવાથી તરત મજૂરીના દરમાં ઓછું થતું નહિ, પણ બિનરોજગાર મજૂરો અથવા

બીમારીમાં વધારો થતો. એથી ઉલટું, જ્યારે અમુક વેપારધન્ધામાં મજૂરી વધતી અને મજૂરની ખોટ પડતી ત્યારે તે ખોટ બીજા ધન્ધામાં મજૂરી કરતા મજૂરથી પૂરવામાં આવતી નહોતી. જે ધન્ધામાં મજૂરની ખોટ પડી હોય તે જ ધન્ધાના મજૂરો તેની મજૂરી માટે વધારે કુશળ ગણાતા અને તેથી તેમને ફક્ત કામ વધારે મળતું, પૈસા વધારે નહિ. મજૂરી તો જૂના દર પ્રમાણે જ મળતી. પણ હવે, બેશક, મજૂરો એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા થવાથી ગીચ વસ્તીવાળા દેશના ભાગમાં સાધારણ મજૂરની મજૂરી ધીમે ધીમે વધે છે, પણ જ્યાં મજૂરો આસામની માફક, બીજે ઠેકાણે જાય છે ત્યાં પણ તેમના રોજનો દર ઘણી વાર ખુલ્લી હરીફાઈથી નહિ પણ સ્થાનિક રિવાજ અથવા કરારથી નક્કી કરવામાં આવે છે. “ હિન્દુસ્તાનના ગામડાના કારીગરોના દરનું ધોરણ હરીફાઈથી નક્કી કરવામાં આવે છે. આખી દુનિયાંમાં વસ્તુઓના દર અથવા ભાવ કરતાં મજૂરીના દરમાં ફેરફાર બહુ ધીમો થાય છે, અને (૧) ગામડાના માણસોએ કામે લગાડેલો કારીગર તથા (૨) જે કારીગર પોતાના કામના બદલામાં પૈસા નહિ પણ દાણા લે છે તેના રોજના દરમાં ફેરફાર કરવો એ સ્વાભાવિક રીતે બીજાઓના દરમાં ફેરફાર કરવા કરતાં બહુ જ કઠણ છે. પરંતુ જ્યારે ગામડાનો કારીગર શહેરમાં અગર કંઈ જાહેરબાંધકામ કરવા ખેંચાઈ આવે છે ત્યારે તે ગામડાના માણસોને તેને બદલે બીજા માણસને કામ કરવા રાખવા વધારે પૈસા આપવા પડે છે. આમ ચાલ તૂટી જાય છે. આગળ કેટલીક ભારે ઉથલપાથલ કે જેથી ગામડાની આર્થિક વ્યવસ્થા અવ્યસ્થિત થયેલી તે થયા પછી ગામડાના ઘયડા અથવા મ્હોટાઓએ મજૂરીના દરમાં કેટલાક ફેરફાર પણ કર્યા છે.”

આખા હિન્દુસ્તાનમાં, કડીઆ, સુતાર, લુહાર વિગેરે **કારીગર વર્ગના મજૂરોના દર હરીફાઇથી વધ્યા છે.**

## રૂઢિની ભાવો ઉપર અસર.

થોડાં આડાંઅવળાં સ્થાન શિવાય સર્વ ઠેકાણે રૂઢિ અગર રિવાજથી હવે ભાવો નક્કી થતા નથી; માલ પેદાકરનારા જોઇએ તેવા હુંશીઆર હોય તો તેમની આગળ હવે એક કરતાં વધારે બજાર પડ્યાં છે, અને તેમાં સહુથી સરસ કીમત ઉપજાવી શકે એમ છે. પણ બધું જોતાં હિન્દુસ્તાનનો સાધારણ વેપારી, અને તેમાં પણ વિશેષે કરીને હિન્દુસ્તાનનો ભલો ગામડીઓ, અત્યન્ત અજ્ઞાન, એકલવાયો, તથા હરીફાઇમાં ટકી શકે એવો ન હોવાથી પરદેશી બજારોના ઉંચા ભાવોનો તાત્કાળિક લાભ લઇ શકતો નથી. આવા ઉંચા ભાવોનો લાભ વચલા માણસો અગર પરદેશ માલ ચઢાવનારા, કે જેઓ લગભગ તમામ યુરોપિયનો જ છે, તેઓ લે છે; દાખલા તરીકે, યુરોપમાં ચામડાંનો ભાવ બહુ વધી ગયો છે, પણ આ ફેરફારનો લાભ લેતાં હિન્દુસ્તાનના ગામડીઆને ૬,૭ વર્ષ થયાં, અને છેક હમણા સુધી તેઓ આગળને નીચે ભાવેજ વેચતા.

## હિન્દુસ્તાનનાં ગામડાંઓમાં ખેતીના, કારીગિરીના તથા ઘરમાં થતા ઉદ્યોગોનું બંધારણ.

**ખેતી—**(૧) દરેક સ્થાનના જમીનના ભોગવટાના નિયમો ત્યાંના ચાલ્યા આવતા સ્થાનિક રિવાજ ઉપર રચાયેલા છે; કેટલીક વખત તે ખેડુત અગર ખાતેદારને વેચવાની છૂટ હોય છે, અને કેટલીક વખત નહિ; કેટલાક ભાગમાં જમીનદાર, ખે-

ડુતને હળ, બળદ, કે કોસ વગેરે પૂરૂં પાડે અને ખેડુત તેના બદલામાં, જે પાકે તેમાંથી અડધું એને આપે. એ પ્રમાણે ચાલે છે, અને કેટલાકમાં જોઈએ તે કરતાં વધારે સાંથ લેવાનો રિવાજ છે.

(૨) ખેતીવાડીની યોજનામાં, દરેક ગામ ઘણીવાર સ્વપર્યાપ્ત, એટલે ગામની સર્વ યોજના પોતાનામાં જ કરી લે એવા સ્વતન્ત્ર મંડળ તરીકે વર્તે છે; દરેક ગામને તેના પોતાના જ લુહાર તથા સુતાર, પોતાનાજ ખાસ દલાલ, માલ લઇજનાર લાવનાર તથા બજાર પણ પોતાનું અને ખેતરોને પાણી આપવાની અમુક યોજના પણ પોતાની જ હોય છે.

(૩) કેટલાક ભાગમાં તેઓ, સરકાર જમીન ઉપર વિશેષ કર લઈ જે નહેરનું પાણી આપે છે તેનો ઉપયોગ કરે છે; કેટલાકમાં દરેક ખેતરને પોતાનો કુવો હોય છે; અને કેટલેક ઠેકાણે જમીનદાર બંધ બાંધી વરસાદનું પાણી એકઠું કરી રાખે છે, અને તે વધારે સાંથ લઈ ખેડુતને આપે છે. પણ સાયન્ટિફિક યાને નવીન શાસ્ત્રીય રીતે ચાલતી ખેતી તથા ઇંગ્લંડ અમેરિકા જેવી એક જ જણના હાથ નીચે મ્હોટી જાગીરની ખેતીનું, સામાન્ય હિન્દુસ્તાનના ગામડાંઓમાં સ્વપ્ન પણ નથી.

## હાથની કારીગિરીના ઉદ્યોગો.

(૧) હિન્દુસ્તાનના ઘણાખરા ગામડાના ભાગમાં ત્યાંના સ્થાનિક-કારીગરો ગામડાના માણસોની સાદી જરૂરિયાતો પૂરી પાડે છે, અથવા તો તેઓ ( ગામડાના લોકો ) પોતાને

જોઈતી વસ્તુઓ ખરીદ કરવા વર્ષમાં એક બે વાર પાસેના શહેરમાં જાય છે.

(૨) પણ હિન્દુસ્તાનમાં કેટલાંક સ્થાન હાથની કારીગિરીના માલ માટે લાંબા કાળથી પ્રખ્યાત છે અને તેમનો માલ હિન્દુસ્તાનનાં તમામ બજારોમાં જાયછે, દાખલા તરીકે બિદારનું માટી કામ, અમદાવાદનું કિનખાબ કામ, વૃન્દાવનનું છીપા કામ, બનારસનું પીતળ કામ ઈત્યાદિ, આ કામો સાધારણ રીતે મ્હોટાં ગામોમાં તેમજ શેહેરોમાં અને વંશપરંપરાના કારીગરોથી થાય છે.

(૩) છતાં સ્થાનિક જરૂરિયાતની વસ્તુઓ પૈકી કેટલીક વસ્તુની બાબતમાં ઘણાં ગામ તેમનામાં જ વસતા એકજ કુટુંબ અથવા થોડાંક કુટુંબો ઉપર ઘણીવાર આધાર રાખે છે. તેથી આવી ન્હાની અને અલગ જાતો કામ વહેંચી લે એ અશક્ય છે અને એમાં કંઈ સુધારો થઈ શકે એમ નથી, કારણ કે દરેક કારીગર પોતાની રીતે અને પોતેજ શીખવી તૈયાર કરેલો એવો કારીગર પોતાની પાછળ મૂકતો જાય છે.

(૪) હિન્દુસ્તાનના તમામ ઉદ્યોગોમાં, ન્હાના ગામડામાં થતા સાદી કારીગિરીના ઉદ્યોગો હજી પણ સહુથી અગત્યનું સ્થાન ભોગવે છે. વણકર, કુંભાર, લુહાર, કણસારો, ઘાંચી એ એક જ વર્ગ અથવા મંડળીના માણસો છે, તેમજ તે તે ધન્ધા વંશપરંપરાથી તેઓમાં ઉતરી આવે છે. અને તેથી કરી તેમના માલ માટે બજાર નક્કી હોય છે અને તેમની ઉછરતી પ્રજાથી તેમનો ધન્ધો સારી રીતે શીખાય છે.

## ઘરમાં થતા ઉદ્યોગો.

હિન્દુસ્તાનના ગામડાના ઘણા ઉદ્યોગો કારીગરોના ઘરમાં થાય છે અને કુટુંબનાં તમામ માણસો તે કરવામાં મદદ કરે છે. આમ થવાથી માલ તૈયાર કરવાના ખરચમાં ઘટાડો થાય છે, પ્રમાણિકપણુ તથા કાળજીવાળી દેખરેખ રહે છે અને છોકરો બાપ પાસેથી શીખે છે. દાખલા તરીકે બ્રિટિશ સમય પહેલાં રૂ કાંતવું એ બંગાળી સ્ત્રીઓમાં (અને આપણા ભાગમાં પણ) એક ઘરધન્ધો હતો અને એમાં વંશપરંપરા ઉતરી આવેલી કુશળતાથી સૂતર બહુ ઉમદા અને બારીક થતું. જ્ઞાતિને લીધે ઘરના ઉદ્યોગોને બહુ ઉત્તેજન મળે છે. ઉદ્યોગનાં કારખાનાં એ હિન્દુસ્તાનમાં હમણાંજ દાખલ થયેલ નવો ફેરફાર છે; હિન્દુસ્તાનના કારીગરોને પોતાનું કામ પોતાને ઘેર લઈ જઈ નવરાશની વખતે પૂરૂં કરવાની ઘણા કાળથી ટેવ છે; કારખાનામાં, એકઠા થઇ, અમુક કલાકથી અમુક કલાક સુધી કામ કરવાની ટેવ નથી. પરંતુ આ વ્યવસ્થાની ખામીઓ એ છે કે કોઈ પણ ઉદ્યોગ પડી ભાગતાં એક પણ અપવાદ શિવાય કુટુંબોને કુટુંબોનો નાશ થાય છે, અને બીજું એ કે કોઈ નવી અથવા દૂરથી માલની માગણી થતાં તેને પહોચી વળવા જેટલા જથામાં અને ઝડપથી માલ તૈયાર થવો અશક્ય છે.

## જ્ઞાતિનાં મહાજનો.

(૧) જ્ઞાતિ એ ઘણી વાર વેપારી મંડળ હોય છે. એમાંના ઘણા ખરા એક જ ધન્ધો કરે છે અને નાતના પંચ અગર શેઠીઆથી તેઓ નિયમમાં ચાલે છે. ઉદ્યોગમાં જ નહિ પણ ન્હાના વેપારમાં પણ દરેક જ્ઞાતિને તેનું ખાસ કામ હોય છે.

(૨) આમ હોવાથી શિખનારાઓને શિક્ષણ તથા ગરીબોને રોટલો

મળે છે અને દરેક કારીગરને મૂડીવાળા અગર ખરીદનાર સાથે જે કસાકસી થાય છે તેમાં આખી જ્ઞાતિનું બળ તેને મળે છે. કામ કરનાર અગર કારીગરની દૃષ્ટિથી જોતાં આ એક મ્હોટો લાભ છે, પણ—

(૩) જ્ઞાતિ એ દરેક વ્યક્તિની સ્વતન્ત્રતા દાબી દે છે અને,

(૪) કોઈ પણ જૂના ઉદ્યોગમાં નવી શોધ અગર સુધારો થતો અટકાવે છે.

## શહેરના ઉદ્યોગો.

હિન્દુસ્તાનના શહેરના ઉદ્યાગો મુસલમાનોના વખતમાં વધારે સારા ખીલ્યા હતા; એમાંના કેટલાએક તો દુનિયાંમશહૂર હતા; અને બ્રિટિશ સમય પહેલાંના દિવસોમાં હિન્દુસ્તાનનો મુખ્ય નિકાસ એમાંથી બનતા માલનો હતો. અને ઘણેભાગે અમુક ઉદ્યોગનું સ્થાન અમુક શહેર હતું; દાખલા તરીકે, મલમલ ઢાકામાં, રેશમી વણાટ મુર્શીદાબાદમાં, માટી કામ બિદારમાં, શાલ વણવાનું અમૃતસરમાં, પીતળ કામ બનારસમાં, શીંઘડાંનું કામ તથા રૂપાના તારનું બારીક કામ કટકમાં, લાકડાનું કોતર કામ તથા કાંસાનાં વાસણોનું કામ મદ્રાસનાં કેટલાંક શહેરોમાં અને શેત્રંજી, વણવાનું કામ મિરઝાંપુરમાં થતું. આવા દરેક શહેરમાં, તે તે ઉદ્યાગના સારામાં સારા કારીગરો એકઠા થતા અને લાંબા વખત સુધી એક જ કામ કરવાથી તેમની તે બાબતની બુદ્ધિ અગર કુશળતા પરિપૂર્ણતાને પામતી. તેમનો માલ આખા હિન્દુસ્તાનમાં ખપતો. આમાંના કેટલાક ઉદ્યાગો રાજ્યના આશ્રયથી જ ચાલતા; દાખલા તરીકે, અમદાવાદનું કિનખાબ કામ, દિલ્હી તથા લખનૌનું મીનાકારી કામ તથા કાશ્મીરનો દેશી કાગ-

ળનો ઉદ્યોગ. સારામાં સારા સોની પણ શહેરોમાં રહેતા, પણ તે અમુક ઇલાકામાં જ નહિ. આમાંના કેટલાક ઉદ્યોગો (જેવા કે મલમલ બનાવવાનો, રેશમી વણાટનો, તથા શાલ બનાવવાના ઉદ્યોગ) માં વપરાતા કાચા માલ તથા અડધા તૈયાર માલ માટે પણ પડોશનાં ગામો ઉપર આધાર રાખતા. શહેરમાં થતા ઉદ્યોગોનો માલ વધારે દૂર સુધી ખપે છે અને માલની વધારે માગણીને ગામડાના ઉદ્યોગો કરતાં વધારે ઝડપથી પહોંચી શકે છે.

પરંતુ (મોગલ પાદશાહોનાં થોડાં કારખાનાંઓ શિવાય) શહેરોમાં પણ ઉદ્યોગોનાં કારખાનાં નહોતાં. પણ દરેક કારીગર પોતાનું કામ એકલો પોતાને ઘેર કરતો.

## મુસલમાની મહાજન તથા ઉદ્યોગો.

ઇસ્લામ એ પ્રજાસત્તાક ધર્મ હોવાથી મુસલમાન કારીગરો અથવા કામ કરનારા, હિન્દુ મહાજનના કરતાં વધારે ઝડપથી અને વધારે વિસ્તારમાં બન્ધુપણાનો સંબંધ ઉત્પન્ન કરી શકે છે. મોગલોના સમયમાં હિન્દુસ્તાનમાં ઘણાંખરાં શહેરોમાં તથા મ્હોટાં શહેરોની પાસે આવેલાં ઘણાં ગામડાંમાં પણ મુસલમાન મહાજન હતાં. એ મહાજન અથવા મંડળો (૧) પોતાના માણસોમાં ગેરવાજબી હરીફાઇ દાબી દેવાનું, (૨) કામ અથવા માલ બનાવવાની સામગ્રી ઉતરતા પ્રકારની થતાં અટકાવવાનું, તથા (૩) જનસામાન્યકર્તવ્યો, જેવાં કે વેપારી મંડળને ખાણાં આપવાં, ગરીબોને મદદ કરવી, તથા મસીદો બાંધવા માટે વેચાણ ઉપર સેંકડે અમુક ટકા કાપી લઇ પૈસા એકઠા કરવાનું કામ કરતાં. આ પ્રમાણે અયોદ્ધા જીલ્લાના એક શહેરમાં ત્યાંના એક મુસલમાન વેપારી મહાજને સર્વથી ઉત્તમ મસીદ બંધાવી હતી. હિન્દુસ્તાનના કેટલાક ઉદ્યોગો, ખાસ કરીને મુસલમાની છે; જેવા કે,

કિતાબો અગર ચોપડીઓ બાંધવાનો, કાગળ બનાવવાનો, બનારસ જીલ્લામાં વણાટનું કામ કરવાનો, ઉમદા પોલાદનું કામ તથા કાપડ ઉપર બુટ્ટા બનાવવાનું કામ. પરંતુ આમાંના ઘણા ખરા હાલ પડતી સ્થિતિમાં છે.

## વેપાર સંબંધી તથા માલ લઈજવા લાવવા સંબંધી દેશી યોજના.

દેશની અંદરના ભાગનો વેપાર (એટલે કે જૂદા જૂદા ભાગમાં માલની આપ લે) તદ્દન દેશીઓથી જ ચલાવવામાં આવે છે. વૈશ્ય—મનુના વખતની વણિકજાત—હવે નથી. પરંતુ હમણા પણ હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં દેશની અંદરનો વેપાર ઘણેભાગે અમુક જાતના લોકો જ ચલાવે છે, દાખલા તરીકે, મુંબાઈમાં પારસી, ગુજરાતી, વૈશ્ણવ વાણીઆ તથા જૈન મારવાડી; દખ્ખણ અને મૈસોરમાં લીંગાયત, મદ્રાસમાં ચેટી અને કમાટી, પંજાબમાં ખત્રી, સંયુક્ત પ્રાન્તોમાં વાણીઆ; તથા બંગાળા અને આસામમાં મારવાડીઓ, કે જેઓ દેશને દરેક ખુણે દાખલ થવામાં અસાધારણ સહનશીલતા, ખંત તથા સાહસિકપણું બતાવે છે. ઉપર બતાવ્યા તેમાંના ઘણાખરા ન્હાનો ધન્ધો કરનારા વેપારીઓ છે, જેઓ કલકત્તા તથા બીજાં મ્હોટાં બંદરોએથી જથાબંધ માલ મંગાવનાર વેપારીઓ પાસેથી દલાલોની પરંપરા મારફત માલ ખરીદે છે અને પોતાની મરજી પડે તે ઠેકાણે જાતે વેચે છે. દરેક ગામમાં કમતીમાં કમતી એક ત્યાંનો રહીશ કાયમ વેપારી (જેને 'ગામનો વાણીઓ' કહે છે તે) હોય છે, જે વ્યાજવટાનો, મોદીનો, નેસ્તીનો તથા પરચુરણ ધન્ધો કરનારો હોય છે. આ વાણીઆને યુરોપિયનો, એકના બે કરનાર વ્યાજખાઉ તરીકે નિન્દે છે, પણ એ બહુ ઉપયોગી વ્યક્તિ છે. એ ન હોય તો ખેડુતોની આખી આર્થિક વ્યવસ્થા અગર જીવનવ્યવસ્થા એકદમ પડી

ભાગે, કારણ કે " એ ખરચાળ લોકમાં વાણીઓ એ એક જ પૈસો સાચવનાર વ્યક્તિ છે. "

દરેક સાધારણ મ્હોટા ગામમાં, અઠવાડિયામાં બે વાર હાટ (બજાર) ભરાય છે. કાયમના વેપારીઓ તો ફક્ત, જે સહુથી મ્હોટાં ગામો શહેર જેવાં થવાની આકાંક્ષા રાખે છે તેમાં જ હોય છે. પણ માલ વેચવાનું સહુથી અગત્યનું સ્થાન, વર્ષમાં એકાદ વાર કેટલેક ઠેકાણે જે ધાર્મિક મેળા ભરાય છે તે છે, કે જ્યાં ઘણાં ગામડાંના લોકો એકઠા થાય છે અને વેપાર ધમધોકાર ચાલે છે. બધી રીતે જોતાં, હિન્દુસ્તાનનો ખેડુત, જેમ મુખ્ય માલ પેદા કરનારો છે તેમ જ મુખ્ય ખરીદનાર પણ એ જ છે. તેથી માલ વેચનાર પોતાને આંગણે આવી માલ આપી જાય એમ તે માગે છે. જેથી, તેમની સ્થાનિક જરૂરિયાતો પૂરી પડે એવો પરચૂરણ માલ—વિશેષ કરીને યુરોપિયન બનાવટનો માલ—ગામેગામ ફરી વેચનારા ઘણા ફેરીઆઓ હોય છે. તેમનું કામ, ફક્ત ગામડાના લોકોમાં છૂટક વેચવાનું હોય છે. તેઓ પોતાનો માલ ઇલાકાના મુખ્ય અગર રાજ્યધાનીના શહેરમાંથી ખરીદે છે. માલ લઇજવા લાવવાની મુશકેલી, દેશના અંદરના ભાગના આ તરેહના વેપારને અડચણ રૂપ થતી નથી, કારણ કે તેમાં કોઈ મ્હોટો વેપારી ભાગ લેતો નથી. આ જાતના વેપારમાં, ખાસ કરીને કાબુલી (પેશાવરી) ફેરીઆઓ દહાડે દહાડે મ્હોટી સંખ્યામાં આવતા જાય છે.

દેશની અંદરના ભાગના વેપારની નિકાસ બાજુમાં જોતાં, મુખ્ય બંદરોએ થોડા, ધનાઢ્ય, જથાબંધ માલ ચઢાવનાર (જૂજ પારસી શિવાય બાકીના તમામ યુરોપીઅન) વહાણવાળાઓ છે. તેઓ તેમના મારફતીઆ અથવા ઘણીવાર દલાલોની પરંપરા મારફત ગામડાનાં લોકો પાસેથી માલ ખરીદે છે. તેથી પાકની મોશમ વખતે ફરતા દલાલો આખા દેશમાં ફરી વળે છે; અને શણ, દાણા, અથવા રૂ,

ખેડુતો પાસેથી ખરીદ કરે છે; અને તે સ્થાનિક મથકોમાં એકઠું કરે છે. એના કરતાં મ્હોટા દલાલો આવાં સ્થાનિક મથકોએથી ખરીદ કરે છે અને તે જીલ્લા અથવા ઇલાકાનાં મથકોએ એકઠું કરે છે; જ્યાંથી, સર્વથી મ્હોટા દલાલો અથવા તેમના મારફતીઆ વહાણે ચઢાવનારાં બંદરોએ લઈ જાય છે. (શણ અને ચોખા કલકત્તાના બંદરે, ઘઉં કરાંચી બંદરે અને રૂ મુંબઇબંદરે લઈ જાય છે.) દરેક નિકાસની વસ્તુ માટે જીલ્લાનું એક ખાસ મથક હોય છે, દાખલા તરીકે, શણ માટે શિરાજગંજ, ચોખા માટે બારીસાલ, પંજાબની નહેરોથી થતા ઘઉં માટે લાયલપુર, તથા રૂ માટે હોશંગાબાદ, વગેરે.) ફરતા દલાલો, આ મથકોએ પાક વખતે, વર્ષમાં થોડાં અઠવાડિયાં માટે એકઠા થાય છે. બ્રિટિશ રાજ્ય પહેલાંના સમયમાં દાણા બહુ દૂર સુધી લઈ જવાનું અતિષય કઠણ અને લગભગ અજ્ઞાત હતું; અને તેથી કરી દેશના એક ભાગમાં દુકાળ પડતાં, બીજા ભાગમાં જોઈએ તે કરતાં વધારે પાક્યું હોય છતાં તેનો લાભ તેને મળી શકતો નહિ; પણ હવે, રેલવે, તથા વહાણ ચાલી શકે એવી નહેરોએ, માલ લઈજવા લાવવાનો વ્યવહાર સોંઘો કરી નાંખ્યો છે અને આખા દેશમાં ભાવ સરખા થતા જાય છે. અસલના વખમાં, માત્ર કીમતી વસ્તુઓ જ છેટે સુધી મોકલવામાં આવતી.

## શરાફી તથા ખેડુતોને ધીરવાની દેશી યોજના–

ઉપર બતાવેલી વેપારી જાતો જ હિન્દુસ્તાનમાં નાણાં ધારવાનું (શરાફીનું) પણ કામ કરે છે. સોની લોકો તથા મંદીરવાળાઓ લોકની અનામત રાખે છે અને વ્યાજે નાણાં ધીરે છે.

મ્હોટાં શહેરોમાં ધીરધાર અથવા શરાફીનું કામ કરનાર ઘણે ભાગે મારવાડી અથવા ખત્રીઓ હોય છે, અને તેઓ દેશના અંદરના ભાગમાં પૈસાની લગભગ તમામ સામાન્ય લેવડ દેવડનાં કામ કરે છે. તેઓનું મુખ્ય કામ હુંડીથી પૈસા મોકલી આપવાનું હોય છે અને

હિન્દુસ્તાનનાં દૂરનાં મથકોએ એમના આડતિયા હોય છે. મારવાડી પેઢી, એ ઘણેભાગે એક કુટુંબની અથવા મઝિયારી પેઢી હોય છે અને તે જમાનાના જમાના સુધી અજાયબ જેવી કાર્યસાધકતાથી ચાલે છે અને એ વહિવટ કરનારાઓમાં અપ્રમાણિકતા ભાગ્યે જ જોવામાં આવે છે. એમની મૂડીનો ઘણો ભાગ જમીનદારોને ધીરવામાં રોકાયલો છે અને હાલના મીલ વગેરે કારખાનાના ઉદ્યોગોમાં ક્વચિત જ ધીરે છે.

ગાંમડાના લોકોને ધીરનાર, ઉપર કહેલ ગાંમડાનો **વાણીઓ** એકલો જ છે. એ, જે ભારે વ્યાજ લે છે, તે એના કરજદાર ખેડુતો સદ્ધર ન હોવાને લીધે છે. હિન્દુસ્તાનના ખેડુત પાસે મિલક્ત બિલકુલ ન હોવાથી તેમને કોઇ ધીરતું નથી. એ જે કંઈ ગીરો અગર અનામત મૂકી શકે તે એના ખેતરનો ભવિષ્યનો પાક. અને તે તો તદ્દન વરસાદને આધીન, અર્થાત અનિશ્ચિત. હિન્દુસ્તાનમાં ખેતીવાડીના સુધારામાં મુખ્ય અડચણ, ખેડુતોની નાણાં સંબંધી સાખ અથવા વટની નબળાઈ છે. પણ ગામમાં વાણીઓ હોવાથી ખેડુત સહેલાઇથી કરજે નાણાં મેળવી શકે છે અને તેથી તે લગ્ન પ્રસંગે તથા બીજાં નિષ્ફળ કામોમાં બહુ પૈસા ખરચવાને લલચાય છે. અને તેથી હિન્દુસ્તાનના ખેડુતો હમેશ વાણીઆના, જીવતા સુધી ગુલામ રહે છે. વાણીઆ તથા જમીનદારો પણ થનાર પાક ઉપર ખેડુતોને આગળથી નાણાં ધીરે છે અને ઘણેભાગે, ઓછામાં ઓછું સૈંકડે ૩૮ ટકા વ્યાજ લે છે. ખેડુતોને આવા પાયમાલ કરી નાંખે એવા વ્યાજમાંથી બચાવવા તથા ખેતીવાડીમાં જરૂરના સુધારા કરવા સારૂ થોડે વ્યાજે નાણાં આપવા માટે, સરકારના આશ્રય તથા સલાહ નીચે અરસપરસ નાણાં ધીરનારી સહાયક મંડળીઓ હમણાંજ સ્થાપવામાં આવી છે.

# પ્રકરણ ૩ જું.



## હિન્દુસ્તાનની આર્થિકસ્થિતિમાં રાજ્યકીય અંગ.

### બ્રિટિશ રાજ્ય અને તેની આર્થિક અસરો અથવા પરિણામઃ—

ઈંગ્રેજોએ આખા હિન્દુસ્તાન ઉપર એક રાજ્ય સ્થાપ્યું છે અને દેશી રાજ્યોને પણ પોતાના તાબાનાં બનાવ્યાં છે. આ પ્રમાણે, હિન્દુસ્તાનમાં, એક રાજ્યની બીજા રાજ્ય સ્હામે, એક પ્રાન્તની બીજા પ્રાન્ત સ્હામે લઢાઇઓ તથા અંધાધુનીને બદલે દેશમાં તદ્દન શાન્તિ સ્થપાઈ છે. તે સાથે બ્રિટિશના જબરદસ્તપણાએ પરદેશી હુમલા પણ અશકય કરી નાંખ્યા છે. આ શાન્તિનાં પરિણામ નીચે પ્રમાણે થયાં છેઃ—

(ક) ઠગી—ડાકાયટીવાળાં લુટારૂઓનાં ટોળાંને દાબી દેવાથી જાન માલનું રક્ષણ થયું છે.

(ખ) એકથી બીજે ઠેકાણે જવા આવવાના માર્ગો નિર્ભય થયા છે અને વેપારીઓ સહિસલામતીથી મુસાફરી કરી શકે છે.

(ગ) શાન્તિને લીધે વસ્તીમાં અતિશય વધારો થયો છે, એટલે કે મજૂર વર્ગ વધ્યો છે.

(ઘ) વસ્તી વધવાથી, ખેતી તથા વેપારની વૃદ્ધિ આવશ્યક, અને શાન્તિથી લાભકારક થઈ છે. અને તેથી જમીનની કીમત ઘણી વધી છે.

(ચ) તે સાથે દેશના બચાવ અને બંદોબસ્ત માટેના ખરચના ઘટાડાના પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાનું ખરચ ઓછું થાય છે. પૂર્વે ફક્ત કોટવાળાં શહેરોમાં અથવા ખાઈવાળા કોઠારોમાં ઉંચી કારીગિરીના ઉધોગો સલામતીથી ચાલી શકતા તથા જેઓને ઠીક—તવંગર—ગણી શકાય તેવા લોકો પણ સલામતીથી તેમાં જ રહી શકતા. અયોધ્યા પ્રાન્તમાં, મુસલમાનોના વખતમાં, ગાંમડાંઓને ફરતી માટીની દિવાલો અથવા પેશી ન સકાય એવી કાંટાની વાડો હતી. હવે આ જાતના ખરચની જરૂર નથી. શાન્તિથી ફક્ત મૂડીમાં જ વધારો થયો છે એટલું જ નહિ પણ,

(ચ) તેને લીધે સંતાડી રાંખેલી મૂડી બહાર આવી છે, કારણ કે અમુક માણસ પાસે પૈસો છે એમ જાણવામાં આવ્યાથી હવે તેને હેરાન થવાનો કે લૂટાવાનો ભય નથી, તેથી બ્રિટિશ રાજ્યની શાન્તિ “ હિન્દુસ્તાનની મૂડીના બ્હીકણપણાનો ” ધીમે ધીમે નાશ કરતી જાય છે. બ્રિટિશ શાન્તિના લાભનો અસરકારક દાખલો મુંબાઇ ઈલ્લાકામાં જોવામાં આવે છે, કે જે ઇલ્લાકો ઇંગ્રેજોએ (૧૮૧૭) માં ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો તે પહેલાં સૈકાઓ સુધી કાયમ લઢાઇઓથી તારાઝ થઈ ગયો હતો. વસ્તી બહુ ઓછી થઇ ગઈ હતી. મ્હોટા વિસ્તારની ખેડવા લાયક જમીન, પડતર રહી, જંગલ થઈ ગયાં હતાં અને અસંખ્ય લુટારૂઓનાં ટોળાં દેશ ઉપર ફરી વળ્યાં હતાં. ઇંગ્રેજોએ ૧૮૨૫ ના અરસામાં એની વ્યવસ્થા કરી, અને ૫૦ વર્ષની અંદર મુંબાઈ ઇલ્લાકાની આબાદીએ, હિન્દુસ્તાનનો ફળદ્રુપમાં ફળદ્રુપ ભાગ જે બંગાળા, તેને ટક્કર મારી. તેજ પ્રમાણે, નોઆકલી, અને બકરગંજના ફળદ્રુપ ભાગો, બ્રહ્મદેશના

ચાંચીઆઓથી તદ્દન વસ્તી વિનાના થઇ ગયા હતા અને છેક ૧૭૮૧ કે જ્યારે મિ. રેનેલે પોતાનો બંગાળાનો નકશો પ્રગટ કર્યો ત્યાં સુધી એજ સ્થિતિમાં રહ્યા. આ ભાગોમાં હાલ પુષ્કળ ચોખા તથા સોપારી થાય છે.

## બ્રિટિશ રાજ્યના ગેરફાયદા:*

(૧) દેશની વસ્તી ઉપર મ્હોટામાં મ્હોટા કુદરની અટકાવમાંનો એક (એટલે કે યુદ્ધ) તે જતો રહેવાથી, જૂની અશાસ્ત્રીય રીતની ખેતીથી જેટલું ધાન્ય ઉત્પન્ન થાય છે તે કરતાં વધારે ઝડપથી હિન્દુસ્તાનની વસ્તી વધે છે અને રેલવેનું સાધન છતાં વારંવાર દુકાળ પડે છે. આ વધારાની વસ્તી માટે ઉદ્યોગોની વૃદ્ધિ એ જ ફક્ત માર્ગ છે.

(૨) બ્રિટિશ શાન્તિએ, પરદેશી કારખાનાંવાળાઓ માટે હિન્દુસ્તાનમાં, સંચાથી બનેલો માલ, પુષ્કળ દાખલ કરી દેવાનું સહીસલામત કરી નાંખવાથી આપણી દેશી હાથની બનાવટોનો નાશ કર્યો છે. દરેક વર્ષે, હિન્દુસ્તાનના કારીગરો, જેવા કે વણકરો, સોનું, રૂપું, પીતળ, લોઢું વિગેરે ઘડનારા, ઇત્યાદિ, તેઓ પરદેશી કારીગરો સ્હામેની હરીફાઇમાં હારી જવાથી તેમના બાપદાદાનો ધન્ધો તેમને છોડી દેવા પડે છે, અને ગાંમડાના ગરીબ મજૂરોની સંખ્યામાં વધારો કરે છે. તેઓ હલકા દરજ્જાના થઇ જાય છે અને જમીન (ખેતી) ઉપરનાં દબાણમાં વધારો કરે છે. હિન્દુસ્તાનનો કારીગર અજ્ઞાન અને હાલના જમાનાની પ-

---

* શુદ્ધ આર્થિક દૃષ્ટિએ આ ગેરફાયદા ગણાવ્યા છે. પરંતુ તે પણ સુધારાની ઊંચી કોટિએ પહોંચવા માટે જરૂરના હોઇ લાભરૂપ છે એ કબુલ કરવું જોઇએ. (૧) વસ્તીનો વધારો (૨) હરીફાઇથી કસે ચઢતી શક્તિ, અને (૩) દેશમાં ઉદ્યોગોનું ખીલવું—એ ફાયદા. **ભા. ક.**

દ્ધતિઓથી ખિલકેળવાયલો છે. અને હાલના સાયન્સ તથા યોજનાઓનાં સર્વ સાધનોથી સજ્જ, એવા પરદેશી કારીગર સ્હામેની હરીફાઇમાં કદી ટકી શકે એમ નથી. બ્રિટિશ શાન્તિને તથા રેલવેઓને લીધે યુરોપીયન કારીગિરીની ચીજો હિન્દુસ્તાનના છેક ગરીબમાં ગરીબ ગામડા સુધી દાખલ થાય છે અને હિન્દુસ્તાનના કારીગરનો ધન્ધો નાશ પામે છે.

(૩) જેમ જેમ દેશનું સહીસલામતપણું અગર જમીનગીરી વધતી જાય છે તેના પ્રમાણમાં હિન્દુસ્તાનમાં દિવસે દિવસે પરદેશી મૂડી વધારે રોકાતી અગર દાખલ થતી જાય છે. આ કેટલેક અંશે આશીર્વાદ રૂપ અગર લાભકારક છે અને કેટલેક અંશે નહિ; આ પરદેશીઓએ હિન્દુસ્તાનની મજૂરીનું ક્ષેત્ર બહુ વધાર્યું છે અને હિન્દુસ્તાનની ઘણી તરેહની કુદરતી સંપત્તિ ખીલવી છે, કે જે તેમના વિના ( કેટલાક જમાના સુધી ) એમની એમ પડી રહી હોત. પણ તે સાથે, તેઓએ, સહુથી ફાયદાકારક જમીનો તથા ધન્ધાઓ હાથ કરી લીધા છે અને દેશી મૂડીવાળાઓ હવે એ લાભથી વિમુખ છે. હવે મોડા પડેલા હિન્દુસ્તાનની મૂડીવાળો, એજ બાબતમાં પડવાનું સાહસ કરે છે યા કરે તો તેને ત્રીજા દરજ્જાની છૂટ અગર સગવડોથી સન્તોષ પામવાનું રહે છે. વળી વિશેષમાં, આ યુરોપીઅન ઉદ્યોગોના નફા (તેઓ પરદેશી હોવાથી ) દેશમાંથી ઘસડાઈ જાય છે.

## જમીનના ભોગવટા સંબંધી બ્રિટિશ હિન્દુસ્તાનની મુખ્ય પદ્ધતિઓ.

જમાબંધીની બાબતમાં બ્રિટિશ હિન્દુસ્તાનમાં મુખ્ય ત્રણ પદ્ધતિઓ ચાલે છે.—

(૧) લગભગ આખા બંગાળામાં, સંયુક્ત પ્રાન્તોના બનારસ વિભાગમાં તથા મદ્રાસ ઇલ્લાકાના ઇશાન ભાગમાં (એટલે ગોદાવરી અને મહાનદી વચ્ચેના પ્રદેશમાં ) **કાયમ જમાબંધી** અથવા **જમીનદારી** પદ્ધતિ ચાલે છે.

(૨) આખા સંયુક્ત પ્રાન્તોમાં, તથા પંજાબ અને મધ્ય પ્રાન્તોમાં **ગામવારી** અથવા **મહાલવારી** પદ્ધતિ ચાલે છે; જ્યારે અયોધ્યા જીલ્લામાં, ગામો, **તાલુકદારોને** સોંપવામાં આવ્યાં છે, જેમની સાથે સરકાર સીધો સંબંધ રાખે છે, પણ આ તાલુકદારોનો તેમના ખેડુતો ઉપર દાબ અથવા અધિકાર નથી.

(૩) મુંબાઇ, સિન્ધ અને મદ્રાસ ઇલ્લાકામાં **રૈયતવારી** પદ્ધતિ ચાચાલે છે. આ પદ્ધતિનું ધોરણ આસામ તથા બ્રહ્મદેશને પણ લાગુ કરવામાં આવ્યું છે. બંગાળાના થોડા પહાડી ભાગો તથા ઓરીસાના દરિયા કાંઠા આગળ આવેલા સાંકડા ભાગ માટે હજી કાયમની પદ્ધતિ ઠરાવી નથી.

બ્રિટિશ હિન્દુસ્તાનની જમીનના સમગ્ર વિસ્તારના પાંચમા ભાગમાં કાયમઆકારની પદ્ધતિ છે, એટલે કે, પશ્ચિમ બંગાળા અને બિહારના $\frac{5}{6}$, આસામ અને પૂર્વ બંગાળના $\frac{1}{6}$, સંયુક્ત પ્રાન્તોના $\frac{1}{10}$ અને મદ્રાસના $\frac{1}{4}$ ભાગમાં કાયમજમાબંધીની પદ્ધતિ ચાલે છે.

જમીનની કુલ મહેસૂલ પૈકી સેંકડે ૫૩ ટકા, જમીનદારી ( એટલે કાયમઆકારની પદ્ધતિવાળી ) તથા મહાલવારી ભાગમાંથી, અને ૪૭ ટકા રૈયતવારી ભાગમાંથી આવે છે.

૧, હાલના **જમીનદારો**, પ્રથમ મુસલમાની રાજ્યના, જમી-

નની મ્હેસૂલ ઉઘરાવનાર એજન્ટ અથવા મારફતિયા હતા, અને તેમનો જમીન ઉપર હક નહોતો. પણ બ્રિટિશ રાજ્યની સ્થાપના થઈ તે પહેલાંના સૈકામાં તેઓ એવા થઈ પડ્યા કે એમની એ સ્થિતિમાંથી વધીને તેઓ વંશપરંપરાના જમીનદાર થયા.

ઈ. સ. ૧૭૯૩ માં લોર્ડ કોર્નવૉલિસે જમીનદારો સાથે કાયમ જમાબંધી ઠરાવી, જેને લીધે, (ક) તેણે તેમને જમીન વેચાણ કરવાના હક સાથેના માલીક ગણ્યા. (ખ) તેમના ઉપર હમેશને માટે સરકારને ભરવાનું કાયમનું અથવા બાંધ્યું મેહસૂલ તથા કેટલીક ફરજો અથવા નોકરી ઠરાવી. આમાંની કેટલીક નોકરીઓને બદલે પાછળથી વેરા થયા (૧૮૭૦). (ગ) એવું ઠરાવ્યું કે જમીનદારોએ ખેડુતોને પટા આપી તેમના હક મજબૂત કરવા. (ઘ) સરકારને અમુક કાયમ આકાર ભરવાની સરતે, બંગાળાના તાલુકદારોને પણ જમીનદાર ગણ્યા. બિહાર અને બનારસ જીલ્લામાં, હજી ગામડાંના લોકોનાં મંડળો છે જે સમસ્ત જમીનદારી હક, જેને **મલીકાના** કહે છે તે ભોગવે છે. મદ્રાસ ઈલાકામાં તથા ઘણાં ન્હાનાં ખંડણીઆં રાજ્યોમાં જૂના રાજ્યકર્તાઓને સરકારે જમીનદાર બનાવી દીધા છે અને તેમનો આગળનો મુલક, હવે જમીનદારી તરીકે ગણે છે.

## ૨ ગામવારી અથવા મહાલવારી પદ્ધતિ.—

આ પદ્ધતિ પ્રમાણે, ગામડાના લોકસમસ્ત સાથે ૨૦ અગર ૩૦ વર્ષને માટે મહેસૂલ નક્કી કરવામાં આવે છે, અને તે સરકારને ભરવા માટે ગામનો દરેક માણસ (ખેડુત) તેમજ આખું ગામ જવાબદાર હોય છે. તેમના મુખીને **લંબરદાર** (નંબરદાર) કહે છે, જે સહરહુ ગામની તરફથી મહેસૂલ ભરવાના કરાર અગર દસ્તાવેજ ઉપર સહી કરે છે. બાદ, તે મહેસૂલની રકમ ગામના લોકોમાં ફાળી

નાંખવામાં આવે છે, કે જેમાંથી કેટલાક લોકો સરકારનું ભાગે પડતું આવેલું મહેસૂલ ભરવાની સરતે, જમીનમાં પોતાના બાપદાદાથી ચાલ્યા આવતા ભાગ ભોગવે છે. નક્કી ઠરાવેલા મહેસૂલની દેખરેખ જમાબંધી અમલદાર અથવા સેટલમેન્ટ ઑફીસર તરફથી રાખવામાં આવે છે અને જમીનના નકશા તથા દરેક ખેડુતના તે ઉપરના હકની નોંધનાં દફતરો સંભાળપૂર્વક સાચવી રાખવામાં આવે છે. ખેતરોની હદ નક્કી કરી, દરેક ખેતરની સંભાળપૂર્વક માપણી કરી, તથા તે ઉપરના હકની નોંધ રાખી, બ્રિટિશ સરકાર તરફથી જમીનની મહેસૂલ નક્કી કરવાનું કામ, ધીમે ધીમે પરિપૂર્ણતાએ પહોચાડવામાં આવ્યું છે. જમીનની કીમતની બરાબર ગણત્રી અથવા આંકણી, પાકની કીમત, તથા ખેતરની નોંધી લેવામાં આવતી ખરી પેદાશ, એ ત્રણવડે, સરકારી મહેસૂલ નક્કી કરવામાં આવે છે. દરેક મહેસૂલ અગર જમાબંધી નક્કી કરતી વખતે જે આકાર ઠરાવ્યો હોય તે ત્યાર પછીનાં ૩૦ અગર ૨૦ વર્ષમાં વધારી શકાતો નથી એટલુંજ નહિ પણ દુકાળનાં વર્ષોમાં તેમાંથી આખી અથવા થોડી મહેસૂલ સરકાર માફ કરે છે.

## અયોધ્યા પ્રાન્તમાં તાલુકદારી જાગીર.—

આમાં સરકાર, દરેક જૂદા જૂદા ગામને બદલે ગામોના સમૂહ માટે તાલુકદાર સાથે ત્રીસ વર્ષ માટે મહેસૂલ ઠરાવે છે. એ મહેસૂલ, કે જે તાલુકદારે ભરવાનું હોય છે તે પોતાના તાબાનાં જૂદાં જૂદાં ગામો પાસેથી ઉઘરાવાતી સાંથ ઉપર ઠરાવેલું હોય છે. તેથી અયોધ્યા પ્રાન્તના તાલુકદારો બંગાળાના જમીનદારોથી જૂદા પડે છે તે આ પ્રમાણે—
( ૧ ) અયોધ્યાના તાલુકદારો સાથે સરકારે મહેસૂલનો જે આંકડો ઠરાવ્યો છે તે અમુક મુદત (૩૦ વર્ષ) સુધીનો છે, અને બંગાળાના

જમીનદારો સાથે તે કાયમનો છે. (૨) તેઓને બંગાળના જમીનદારોની માફક તેમનાં ગામો ઉપર સ્વતન્ત્ર હક નથી. અને તેથી તાલુકદારી એ એક જાતનો બેવડો ભોગવટો છે, એટલે કે ગામની મહેસૂલ (જે તાલુકદાર સાંથ તરીકે ઉઘરાવે છે તે) સરકાર નક્કી કરે છે અથવા ઠરાવે છે, તેમજ તાલુકદારે જે કુલ મહેસૂલ સરકારને ભરવાની છે તે પણ સરકાર નક્કી કરે છે. અર્થાત, ખરી રીતે, તાલુકદાર એ પૈસાની બાબતમાં લાભ ભોગવતો માત્ર નામનો ધણી છે પણ બંગાળાના જમીનદારને જે સત્તા તથા માન છે તેમાંનું કાંઈ પણ એને નથી.

મહાલવારી અથવા ગામવારી પદ્ધતિમાં, સરકાર, ગમે તો ગામના જૂદા જૂદા માણસો અગર સમૂહ હોય પણ વચલા માણસો સાથેજ સંબંધ રાખે છે અને તેઓ સરકારને સાંથ અગર વિઘોટી માટે જવાબદાર ગણાય છે. આ પ્રમાણે ઠરાવેલી જમીનના લગભગ અડધા ભાગની ખેતી આ વચલા માણસો કરે છે અને બાકીની એમના તાબાના નીચેના માલીકો અગર પેટા ખેડુતો કરે છે. આગળ, સરકારી મહેસૂલ, ચોખ્ખી પેદાશના ૮૦ ટકા હતી પણ હમણા તે લગભગ દરેક ઠેકાણે ૫૦ ટકા કરી નાંખવામાં આવી છે. ચોખ્ખી પેદાશ એ ખરી સાંથ ગણાય છે, કે જે જમીનનો ખેડનાર (ખેડુત) જમીનના માલીકને આપે છે અગર આપવી જોઇએ, એટલે કે પાક ઉત્પન્ન કરવામાં જે ખરચ થયું હોય તે બાદ કરતાં પાકની જે કીમત રહે, તે ચોખ્ખી પેદાશ. આ ગણત્રી, જમીનના કસ પ્રમાણે સંભાળ પૂર્વક વર્ગ પાડીને તથા પાકની કીમતનો, ગામનોકરના પગાર અગર મહેનતાણાનો તથા પડોશનાં ખેતરોની સાંથનો અડસટ્ટો ગણીને કરવામાં આવે છે. મદ્રાસ તથા મુંબઇ ઈલ્લાકામાં નવી જમાબંધી વખતે, સરકારને ભરવાની મહેસૂલ, સો ટકા કરતાં વધારે લેવાય

નહિ તથા ખેડુતે જાતે કરેલા સુધારાનો લાભ બધો તેને જ મળે, એવા કાયદા કરવામાં આવ્યા છે. આ જમાબંધી હવે મદ્રાસ, મુંબઈ તથા સંયુક્ત પ્રાન્તોમાં ૩૦ વર્ષ સુધી; મધ્ય પ્રાન્તો તથા પંજાબમાં ૨૦ વર્ષ સુધી અને બ્રહ્મદેશ તથા આસામ જેવા પાછળ પડેલા ઈલાકાઓમાં એથી થોડો વખત, ચાલવાની. વિશેષમાં, (ક) રસ્તાઓ, નિશાળો, તથા દવાખાનાંઓ માટે, (ખ) મુખી, ગામહિસાબ રાખનાર મહેતો, તથા ચોકીદાર જેવા ગામનોકરોના પગાર માટે, અને (ગ) દુકાળ ફંડ માટે, વેરા ઠરાવવામાં આવ્યા છે. સદરહુ વેરાનો સામાન્ય દર, સરકારી મહેસૂલના દરરૂપીએ એક આનો હોય છે.

### રૈયતવારી પદ્ધતિ.—

રૈયતવારી ભાગોમાં, સરકાર, ખેડુતો સાથેજ સીધો સંબંધ ધરાવે છે. એમાં વચલો માણસ હોતો નથી. દરેક ગામની જમીનની ચોકસ માપણી કરવામાં આવે છે અને દરેક ખેડુતના ખેતરનો નંબર પાડવામાં આવે છે. ખેતરોની ચોકસ હદ સાથેના ગામના નકશા, જમીનના વર્ગ, અને જેના ભોગવટામાં જમીન હોય તેનાં નામ સંભાળ પૂર્વક રાખવામાં આવે છે અને સરકારી મહેસૂલ, દરેક ખાતેદાર (ખેડુત) પાસેથી લેવામાં આવે છે. આ ભોગવટા અગર માલીકનો હક, ખેડુત વારસાની રૂએ પણ પ્રાપ્ત કરી શકે છે તથા વેચાણ વગેરેથી બીજાને પણ આપી શકે છે. એ શિવાય બીજી બાબતોમાં ગામવારી અગર મહાલવારી પદ્ધતિ પ્રમાણે ચાલે છે.

### ખાતેદારનો હક.—

કાયમજમાબંધીની પદ્ધતિ પ્રમાણે જમીનદારોએ તેમના દરેક ખેડુતને જમીનનું ક્ષેત્રફળ તથા ભોગવટાની મુદત બતાવનારા પટા

આપવાનું હતું. પણ વહિવટમાં તે પ્રમાણે થયું નહિ અને જમીનદારોએ પોતાની નજરમાં આવે તે પ્રમાણે સાંથ વધારી. તે ઉપરથી સને ૧૮૫૯ નો સાંથનો કાયદો કરવામાં આવ્યો અને ખેડુતોને ભોગવટાના હક આપ્યા તથા જમીનદારના સાંથ વધારવાના હકને મર્યાદિત કર્યો, એટલે કે જે ખેડુતની પાસે એક જમીન ૧૨ વર્ષ સુધી કાયમ રહી હોય તેને તે જમીનનો ભોગવટાવાળો ખાતેદાર ગણાવાનો હક થાય છે અને એવો ખાતેદાર થયા પછી એને ગમે ત્યારે કાઢી મૂકવાનો જમીનદારનો હક રહેતો નથી. સને ૧૮૮૫ ના બંગાળાના ખાતેદારના કાયદાથી ( ટેનન્સી એકટથી ) પણ એમ ઠર્યું છે કે કોઈ પણ ખેડુતની પાસે એકજ ગામમાં કોઈ પણ જમીન ૧૨ વર્ષ સુધી સતત રહી હોય તેને તેનો ખાતેદાર ગણવો. એ કાયદો કરવાનું કારણ એ હતું કે કોઈ પણ જમીનનો ૧૨ વર્ષનો કાયમનો ભોગવટો થતા પહેલાં ખેડુતોને એક જમીન ઉપરથી બીજી ઉપર ખશેડી, જમીનદારોને ૧૮૫૯ નો કાયદો કોરાણે મૂકતાં અટકાવવા.

એજ કાયદાએ જમાબંધી અમલદાર ( સેટલમેન્ટ ઓફીસર ) દ્વારા જમીનની સર્વે અથવા માપણી કરવાની તથા દરેકના હકની નોંધ રાખવાની સ્થાનિક સરકારને સત્તા આપી. એ સંબંધી ખરચમાં ચોથો ભાગ સરકાર આપે અને બાકીનો પોણો જમીનદાર તથા ખેડુત વહેંચી લે. એ પ્રમાણે સને ૧૮૯૧ માં ઉત્તર બિહારની અને ત્યાર પછી પૂર્વ બંગાળાની જમીનની માપણી શરૂ થઈ. અને વીસ વર્ષની અંદર આખા બંગાળાની ચોકસ માપણી થઇ જશે એમ ધારવામાં આવે છે.

ભોગવટાના હક વિનાના અગર સાધારણ ખેડુતને, (ફક્ત મધ્ય પ્રાન્તોમાં ) જમીનની વાર્ષિક સાંથ અગર પેદાશના અઢીગણા પૈસા

આપી ખાતેદાર અગર ભોગવટાનો હક ખરીદવાની છૂટ છે. સને ૧૮૫૯ ના કાયદાથી, (જમીનના માલીક અથવા જમીનદારની) સાંથ વધારવાની હદ, પડોશનાં ખેતર ઉપર જેટલી લેવાતી હોય ત્યાં સુધીની અથવા પાકની કીમતમાં જેટલો વધારો થાય ત્યાં સુધીની રહી. સને ૧૮૮૫ના કાયદાએ, જે જમીનદારો, ખેડુતની સાથમાં કંઈ પણ વધારો કરે તે સ્હામા કોર્ટમાં અપીલ કરવાની ખેડુતને સત્તા આપી છે, અને કોર્ટને, તે વખત ચાલતા સાંથના દર પ્રમાણે વાજબી સાંથ ઠરાવી આપવાની સત્તા આપી છે. એજ કાયદાએ વળી ખેડુતો ઉપર, તેમને ગમે ત્યારે કાઢી મુકવાના તથા તેમની મિલકત જપ્ત કરવાના જાગીરદાર તરફથી થતા જુલમ સ્હામે પણ રક્ષણ આપ્યું છે. જપ્તી ફક્ત પાક ઉપર થઈ શકે અને તે કોર્ટની મારફત. આ પ્રમાણે, જમીનદારોના સંક્ષિપ્ત અધિકાર (સમરી પાવર) બહુ ઓછા થઈ ગયા છે અને ખેડુતો ઉપર થતા જુલમ, સાંથમાં ગેરવાજબી વધારા, તથા તેમને અન્યાયથી કાઢી મૂકવા સ્હામે રક્ષણ મળ્યું છે.

## કાયમ જમાબંધી અથવા જમીનદારી પદ્ધતિ (પરમેનન્ટ સેટલમેન્ટ)ના ગેરફાયદા

(૧) સરકારને, દર વર્ષે કમતીમાં કમતી નવ કરોડ રૂપીઆ, કે જે જમીનદારોને સને ૧૭૯૩ થી વગર મ્હેનતે મળે છે, તેનું ગંજાવર નુકશાન.

(૨) મહેસુલનું આ નુકશાન થવાથી સરકારને કર વધારવાની ફરજ પડી છે, અર્થાત, બંગાળાના જમીનદારો કેવળ વગર મહેનતનો લાભ ભોગવ્યા કરે એટલા માટે બ્રિટિશ હિન્દુસ્તાનના બાકીના ભાગે વધારે કર આપવો.

(૩) ઘણા જમીનદારોને તેમના ખેડુતો પાસેથી મળતા સાંથના રૂપીઆનો થતો નિષ્ફળ ઉપયોગ; હિન્દુસ્તાનના જમીનદારો પોતાની ખેતીમાં સુધારો કરી ઈંગ્લંડના જમીનદારો એટલે ઉમરાવોની નકલ કરશે એ લોર્ડ કોર્નવોલિસે ધારેલી આશા પાર પડી નથી, એટલુંજ નહિ પણ ઘણાખરા તેમની દોલતનો ઉપયોગ મોજશોખમાં કરે છે અને ઘણા તો અહીં રહેતા જ નથી.

**તેના ફાયદા:—**

(૧) મહેસૂલમાં દરવર્ષે ફેરફાર થતો નથી.

(૨) ગામવારી તથા રૈયતવારી પદ્ધતિમાં ૨૦ અગર ૩૦ વર્ષ પછી ફરી મહેસૂલ અગર જમાબંધી ઠરાવતી વખતે જે ખરચ તથા કનડગત થાય છે તેવી ફરી મહેસૂલ ઠરાવવાનું આમાં ન હોવાથી તેમાંનું કાંઈ થતું નથી.

(૩) સરકાર તથા લોકની વચ્ચે એક પૈસાદાર અને વફાદાર વર્ગ ઉત્પન્ન થાય છે. [૧૮૫૭ ના બળવા વખતે બંગાળાના જમીનદારો વફાદારી માટે પ્રસિદ્ધ થયા છે.]

(૪) જે ન્હાના ખેડુતોથી થઈ શકે એમ નથી એવા ખેતીવાડીના મ્હોટા સુધારા આમાં દાખલ કરી શકાય છે.

(૫) ચોકસ આવક અગર પેદાશવાળો મ્હોટો વચલો વર્ગ ઉત્પન્ન થવાથી બંગાળા તથા મદ્રાસમાં સાંસારિક સુધારા, સાહિત્ય, તથા કેળવણીની વૃદ્ધિ થઇ છે.

### થોડા વખત માટે ઠરાવેલ જમાબંધીના ગેરફાયદા.—

(૧) પ્રથમ જમાબંધી ઠરાવતી વખતે જે ખરચ તથા કનડગત થાય છે તે ફરી દર ૨૦ અગર ૩૦ વર્ષે પાછી થાય છે.

(૨) બીજી વારની જમાબંધી પાસે આવતાં, ખેતીનાં દેખીતાં સાધનો બહુ ન જણાય તેટલા સારૂ તે દૂર કરવામાં આવે છે.

(૩) ખાતેદાર અગર ખેડુતે પોતાને ખર્ચે ખેતરમાં જે સુધારા કર્યા હોય તેનો લાભ વધારાની મહેસૂલ તરીકે સરકાર નહિ લઇ જાય એવી ખાત્રી ન હોવાથી મૂડી એકઠી કરી જમીનમાં નાંખવાને ઉત્તેજન મળતું નથી.

(૪) જે લોકો જે જમીનની ખેતી કરે છે વા કરાવે છે તેના તેઓ માલીક ન હોવાથી, તેઓ પૂર્ણ અથવા સુખી અને સન્તોષી જીંદગી ગાળતા નથી. ૧૮૭૦ માં, સરકારની ચોખ્ખી આવકમાં જમીનની મહેસૂલનું પ્રમાણ સેંકડે ૩૦ ટકા હતું, પણ ૧૯૦૦ માં તે ૨૩ ટકા થઈ ગયું. ૧૯૦૦ માં જમીન મહેસૂલ દર માણસે રૂ.૧–૩–૭ અગર દર ખેડેલા એકરે રૂ.૧–૭–૮ હતું.

### જમીન મહેસૂલ સંબંધી સરકારની પદ્ધતિમાં હમણા થયેલા સુધારા.—

આ બાબતમાં વિચાર કરનાર એક મજબૂત પક્ષે, કાયમમહેસૂલની પદ્ધતિ આખા હિન્દુસ્તાનમાં દાખલ કરવાની, લાંબા વખત સુધી હિમાયત કરી, પણ બહુ મ્હોટા ભાગના સરકારી અમલદારો તેની વિરૂદ્ધ થયા અને એ તકરાર અડધા સૈકા સુધી ચાલી. મિ. રમેશચન્દ્ર દત્તે, લૉર્ડ કર્ઝન ઉપર જાહેર પત્ર લખી એ પદ્ધતિ દા-

ખલ કરાવવા બહુ મજબૂતાઈથી તકરાર ચલાવી. અને સદરહુ વાઈસરોયે એ સવાલ સર્વાંગે ફરી તપાસ્યો અને સરકાર તરફનો ચોકસ અને છેવટનો નિર્ણય, કાયમ મહેસુલની પદ્ધતિ વિરૂદ્ધ જાહેર કર્યો, પણ તે સાથે જ, જે પદ્ધતિ પ્રમાણે ફરી જમાબંધી થાય છે તેમાં જે કંટાળા ભરેલી અને કનડગતવાળી ક્રિયા થાય છે તે ઓછી કરવાના કેટલાક નિયમો, કે જેથી કરી ખેડુતાને ફરિયાદનું કારણ રહે નહિ એવા કેટલાક નિયમો, બાંધ્યા. આ નિયમો અથવા સુધારાઓમાં નીચેની બાબતો આવી જાય છે:—

(૧) જે ભાગોમાં પ્રથમ બરાબર માપણી થઈ ગઈ હોય તે માપણી વીસ અગર ત્રીશે વર્ષે જે ફરી જમાબંધી (સેટલમેન્ટ) થાય તે વખતે માન્ય રાખવામાં આવે છે. જૂના નકશા તથા ખેડુતના હક વિગેરેનાં દફતરો, છેક ચાલતા દિવસ સુધીનાં રાખવામાં આવે છે અને તે ખરાં તરીકે માન્ય થાય છે અને તેથી કરી નવી કંટાળા ભરેલી અને ખરચાળ તપાસ કરવાનું રહેતું નથી.

(૨) મુંબાઈ ઇલ્લાકામાં બીજી વખત કરવામાં આવેલું જમીનનું વર્ગીકરણ કાયદાથી છેવટના તરીકે સ્વીકારવામાં આવ્યું છે, અને મદ્રાસ ઇલ્લાકામાં ઘણુખરા દાખલામાં તે રૂઢિ અગર રિવાજથી કબૂલ થયું છે.

(૩) મહેસુલ અગર જમાબંધી ઠરાવવાની રીતો સરળ કરી નાંખવામાં આવી છે અને એક આખા પ્રાન્તની જમાબંધી નક્કી કરવામાં જ્યાં, આગળ ૮ વર્ષ લાગતાં, ત્યાં હવે ૪ વર્ષ થાય છે.

**હિન્દુસ્તાનની જમીનમહેસૂલ ઉપર વિવેચન—**

(૧) ઐતિહાસિક રીતે જોતાં સરકારનો જમીનમહેસુલનો હક ખા-

નગી માલીકના સાંથ અગર ભાગ ઉપરના હક કરતાં પ્રથમ ઉત્પન્ન થયો છે.

(૨) સરકારની બધી જાતની મહેસૂલોમાં જમીન મહેસૂલ એજ ફક્ત એક એવી અને મ્હોટી મહેસૂલ છે કે જેને પરિણામે વસ્તુઓના ભાવ વધાર્યા શિવાય અથવા તેમનો સામાન્ય ખપ ઓછો કર્યા શિવાય તે વધારી શકાય છે.

(૩) જૂદા જૂદા કર ન લેતાં, એક જ કરમાં બધાનો સમાવેશ કરવો ઉત્તમ, એવો જે કેટલાક અર્થશાસ્ત્રીઓનો મત છે તેવા 'એક કર' ને મળતો આ જમીન ઉપરનો કર અથવા મહેસૂલ છે.

(૪) બંગાળા જેવા જમીનદારી ભાગો શિવાય હિન્દુસ્તાનની જમીન ઉપર આખી પ્રજાનો હક હોવો જોઈએ કે જેની તરફેણમાં યુરોપના ઘણા લેખકો છે, તે તે ભોગવે છે.

(૫) તે, પેદાશ અગર ઉત્પન્નના એવા ભાગ ઉપર પડે છે કે જે ખેડુત અને સરકાર વચ્ચેના એટલે કે ખેડુત પાસેથી સાંથ લેનાર માણસને ભોગવવો પડે છે; ખરા જમીન ખેડનાર ખેડુતના ખીસ્સાને સ્પર્શ કરતો નથી.

## જમીનના ભોગવટાની મુખ્ય પદ્ધતિઓનાં આર્થિક પરિણામ.

### ક. કાયમઆકાર અથવા કાયમજમાબંધીની પદ્ધતિ:—

જમીનદારી પદ્ધતિમાં એવું કંઈ નથી કે જે ખેડુત પાસેથી વધારે સાંથ લેવાની બાબતમાં અથવા તેમની પાસેથી ગેરવાજબી વિશેષ પૈસા કઢાવવાની બાબતમાં જમીનદાર સ્હામે ખેડુતનું રક્ષણ કરે,

તેથી સરકારને ખેડુતના રક્ષણ માટે કાયદા કરવા પડ્યા, અને તે પ્રમાણે સરકારી અમલદારોએ કાળજી પૂર્વક .જોવાનું છે કે જમીનદાર ખેડુત પાસેથી કંઈ ગેરકાયદે લવાજમ જોરજુલમથી કઢાવે નહિ. ખેડુતનો ભોગવટો જેટલો કાયમ તે પ્રમાણમાં તેની જમીન સુધારવાનો તેને સ્વાર્થ હોય છે, અને તે પ્રમાણે ખેતી આબાદ થાય છે. પણ જો તેનો ભોગવટો અનિશ્ચિત હોય છે તો તે જમીન સુધારવામાં પોતાની મૂડી ખરચવાની દરકાર રાખતો નથી, અર્થાત, ખેતીને ઉત્તેજન મળતું નથી. પણ વિચારમાત્રમાંજ જમીનદારી પદ્ધતિ, જમીનદારને ખર્ચે ખેતીના સુધારાને અનુકૂળ છે, કારણ કે તે કાયમનો માલીક છે અને ખાતર અથવા જમીન સુધારવામાં ખરચેલા પૈસા તે પાછા મેળવી શકે એમ છે. વળી જમીનદારીવાળી જમીન વિસ્તારમાં મ્હોટી હોવાથી જમીનદાર તેમાં જાતે ખેતી કરાવે તો પેદાશના તમામ લાભો તે મ્હોટા પાયા ઉપર મેળવી શકે. પરંતુ કોઈ જમીનદારે હજી સુધી તેમ કર્યું નથી. કાયમઆકારની પદ્ધતિથી, ધનાઢ્ય અને ફુરસદવાળો વર્ગ, આડકતરી રીતે ઉત્પન્ન થઈ, મૂડી વધી છે, અને જો કે અત્યાર સુધીમાં થોડાક જ જમીનદારોએ પોતાની બચત ઉદ્યોગોમાં નાંખી છે, પણ ભવિષ્યમાં ઘણા ઉદ્યોગો એ વર્ગથી પોસાતા જોવામાં આવશે.

ખ. તથા ગ. મહાલવારી* તથા રૈયતવારી પદ્ધતિ—

* મહાલવારી પદ્ધતિને જમીનદારીના વર્ગમાં મૂકવી, એ મ્હને લાગે છે, વાસ્તવિક રીતે ખોટું છે. ખરૂં છે કે કેટલાક ગામડાવાળાઓ જેમની સાથે જમાબંધી નક્કી કરવામાં આવી છે તથા જમીન ખેડનાર ખેડુતો તેમના તાબામાં હશે, તેઓ માન અગર વિવેકની ખાતર જમીનદાર કહેવાય છે. પણ આ કહેવાતા જમીનદારોને, બંગાળાના જમીનદારો

આ પદ્ધતિમાં, જમીનની માલીક સરકાર છે અને તમામ જમીન એકલાના જ હાથમાં હોવાના જે લાભ છે તે સર્વ તેને છે.

(૧) આ પદ્ધતિવાળા ભાગમાં જે સાંથ ખેડુત પાસેથી લેવામાં આવે છે તેમાં એકહથ્થુપણાનો ગેરલાભ સમાયલો છે, કારણ કે જમીનનો ફક્ત એક જ માલીક—સરકાર—હોઈ જમીનના જૂદા જૂદા માલીકોમાં ખેડૂતો મેળવવા માટે જે હરીફાઇ હોય તે હોતી નથી. તેથી ખેડુતનું જીવન કેવળ સરકારને શર્ણે છે તથા આવા ભાગોમાં ખેતીમાં જે પાકે તેની કીમતની બાબતમાં સાંથને, વિચાર દૃષ્ટિએ, એકતત્વ ગણવું જોઇએ. ( જો કે સરકાર તરફના લખનારાઓ આ વાતની ના કહે છે.)

(૨) સરકાર, સરાસરી ફક્ત પાંચ એકર જેવડા ન્હાના જમીનના કકડા વાવવા આપે છે, જેથી, કદાચ કોઈ મૂડીવાળો પણ એમાં પડવા માગતો હોય તોપણ તે મ્હોટા પાયા ઉપર ખેતી કરી શકે એમ હોતું નથી.

(૩) નવી જમાબંધી અથવા સેટલમેન્ટ વખતે સરકારી સાંથનો દર વધવાના સંભવથી, ખેતીના ઉદ્યોગને તથા ખેડુત પોતાની મૂડી જમીનમાં નાંખે, એને ઉત્તેજન મળતું નથી. અકાયમ જમા-

---

ને જે સત્તા તથા હક છે તે નથી, જમીન ઉપર કાયમ માલકી નથી, તેમની મહેસૂલ ગેરવાજબી વધારવા સ્હામે કંઈ જામીનગિરી નથી અને બંગાળાનો જમીનદાર પોતાના ખેડુતો સાથેના સંબંધમાં પોલીસ તથા ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટ અથવા કલેકટરથી જેટલો બ્હીએ છે તે કરતાં આ કહેવાતા જમીનદારોનો ઇશ્વરરૂપ સેટલમેન્ટ ઓફીસર, તેઓથી ઓછો બ્હીએ છે.

બંધીની અનિશ્ચિતતા તથા ફરી જમાબંધી થતી વખતની હેરાનગતી, ખેડુતને એકમનથી ખેતીમાં પડતો અટકાવે છે; એટલે કે, "મ્હારી વસ્તુ" (માલકીપણાની મમત્વની ભાવના) માં જે તત્વ રહ્યું છે તેનો અભાવ છે અને હિન્દુસ્તાનનો ખેડુત આયર્લંડના ઝુંપડિયા ખાતેદાર જેવો રહે છે.

(૪) મૂડી એકઠી થઈ શકતી નથી, કારણ કે ખેડુતો પાસે ફક્ત પેટપૂરતું જ રહે છે અને તે ઉપરાંતની પેદાશ સરકારની તિજોરીમાં ઘસડાઈ જાય છે.

(૫) જડ નિયમો પ્રમાણે જમીન મહેસૂલ અગર રેવન્યુ પદ્ધતિનો, સરકારના હલકા નોકરોથી અમલ થતાં તેમાં જોઇએ તેવી છૂટ ન જ રહે એ નક્કી છે અને તેથી કરી સરકાર તરફથી સત્વર અને જોઇએ તેવી મહેસૂલની માફી ન થાય તો દુકાળ અને તંગીનાં વર્ષોમાં સરકારી મહેસૂલ સખતાઇથી લેવામાં આવતાં ખેડુતો પાયમાલ થઈ જવાનો સંભવ છે.

એકંદર, આ વિષય સંબંધી લખનારા હિન્દુસ્તાનના સર્વે લેખકો, મહાલવારી તથા રૈયતવારી પદ્ધતિવાળા ભાગોના ખેડુતોને "નિરાધાર તથા હમેશ ગરીબ અથવા દરિદ્ર વર્ગના, કેળવણી મેળવવાનો અથવા પોતાને ઉચ્ચ સ્થિતિમાં લાવવાનો યત્ન ન કરી શકે એવા, અને કષ્ટ સ્હામે અટકાવ ન કરી શકે એવા માને છે." સરકારનો બચાવ કરનાર અમલદાર વર્ગ આ વાતની ના કહે છે એટલુંજ નહિ પરંતુ સ્હાંમુ પ્રતિપાદન કરે છે કે સરકાર ખરા ઉત્પન્નનું અડધાથી પણ ઓછું મહેસૂલ અગર વિઘોટી લે છે અને બાકીનું ખેડુતને તેના ખોરાકી ખર્ચ ઉપરાંત વિશેષમાં રહેવા દે છે.

**પરદેશી મૂડી—**

બ્રિટિશ રાજ્યમાં, પરદેશી મૂડી દાખલ થઈ હિન્દુસ્તાનને બહોળા ઉદ્યોગો તથા સગવડોનું સ્થાન બનાવ્યો છે, કે જે વિના એમ થવું તદ્દન અશક્ય થયું હોત; તથા હિન્દુસ્તાનનો હાલનો આર્થિક અભ્યુદય તથા પરદેશી વેપારની અજાયબ જેવા વૃદ્ધિ પણ તદ્દન યુરોપીઅન મૂડી તથા સાહસને જ લીધે છે:—

(૧) હિન્દુસ્તાનની રેલવેઓ માટે હિન્દુસ્તાનમાં મૂડી ઉભી થઈ શકત નહિ. સરકારની જામીનગિરીવાળી રેલવેકંપનીઓ ઈંગ્લંડમાં ઉભી કરેલી મૂડી ઉપર સ્થપાઈ છે અને સરકારી રેલવેઓ ઉપર સરકાર તરફથી જે પૈસા ખરચવામાં આવ્યા છે તેમાંથી પણ ઘણા, પાઉન્ડની લોનમાં યાને ઈંગ્લંડમાં કરજે ઉભા કરવામાં આવ્યા છે.

(૨) કોલસાની ખાણો, તથા

(૩) ચ્હાની ખેતી, તદ્દન યુરોપીઅન સાહસથી જ પ્રથમ ઉત્પન્ન થયાં છે, જો કે થોડા વખતથી દેશીઓ આ બન્ને ઉદ્યોગોમાં પડતા આવે છે. **હાલના જમાનાના સાંચા,** હિન્દુસ્તાનમાં પ્રથમ યુરોપીઅન મૂડીવાળાઓથી દાખલ થયા છે, તથા સંખ્યાબંધ મજૂરોને તેમનાં ગામડાંઓમાંથી કારખાનાં તથા ચ્હા વિગેરે ખેતીને સ્થાને લઈ જઈ ત્યાં તેમની યોજના કરવા એ તદ્દન યુરોપીઅનોની જ કૃતિ છે. રસ્તાઓ તથા નહેરોની ઝપાટાબંધ વૃદ્ધિ, એ બ્રિટિશ સમયમાં સરકારની દરમિયાનગિરીથી છે; આગબોટો પણ કેવળ એમની જ અર્થાત યુરોપીઅનોની જ છે. હિન્દુસ્તાનનું, ખેતીવાડીના દેશમાંથી હુન્નર–ઉદ્યોગના દેશમાં સન્ક્રાન્ત થવું અગર બદલાવું તથા હાથની બનાવટની વસ્તુઓને સ્થાને

સંચાથી બનતા માલનું દાખલ થવું, એ કેવળ યુરોપીઅનોની પહેલને લીધે જ છે, જો કે થોડા વખત થયાં દેશી મૂડીવાળાઓ પણ આ કાર્યમાં જોડાતા જાય છે. સને ૧૯૦૪ માં પૂરાં થતાં ૧૫ વર્ષમાં હિન્દુસ્તાનમાં બનેલા માલની નિકાસ બમણી થઈ છે, જ્યારે કાચા માલની ફક્ત સેંકડે ૨૮ ટકા વધી છે, અને પરદેશી બનાવટની આયાત સેંકડે ફક્ત ૧૭ ટકા જેટલી વધી છે. આ ઉપરથી જણાય છે કે હિન્દુસ્તાન, પોતાના કાચા પદાર્થોમાંથી માલ તૈયાર કરી ઝડપથી વધતા જતા પ્રમાણમાં પરદેશ વેચતો જાય છે.

**યુરોપીઅન મૂડીથી થયેલા ઉદ્યોગોના દાખલા—**

યુરોપીઅન મૂડીથી સ્થપાયેલ કારખાનાં, ખાણો, ઇત્યાદિમાં, લગભગ તેર ચૌદ લાખ માણસ કામે લાગેલું છે, અને પંદર લાખ વિશેષ, રેલવેઓ, પોસ્ટ ઓફીસો, ચ્હા તથા કોફીના બગીચા, તથા નવી જાતનાં સાધનોવાળાં ગળીનાં કારખાનાં, કે જે સર્વ કેવળ પરદેશી છે, તેમાં છે. આ પ્રમાણે બધું મળીને ત્રીસ લાખ માણસ આ નવા દાખલ થયેલા ઉદ્યોગોમાં કામ કરે છે. કાપડ સૂતરની મીલો જો કે પ્રથમ યુરોપીઅનોથી દાખલ થઈ છે પણ હવે, મુખ્યત્વે કરીને તે દેશીઓની છે અને તેમાં સાડા ત્રણ લાખ માણસો કામ કરે છે.

વળી રેલવેઓ, પોસ્ટ ઓફીસો વિગેરે શિવાય કેટલાક ન્હાના ઉદ્યોગો પણ યુરોપીઅન સાહસને લીધે છે; જેવા કે (૧) કોફીની ખેતી, કે જેમાં એક લાખ માણસ કામ કરે છે, (૨) સરકારી સિન્કોનાની ખેતી, (૩) ઉનની મીલો (જેમાં મૂડી ૪૫ લાખ રૂપીઆની છે, અને વાર્ષિક પેદાશ ૨૯ લાખ રૂપીઆ થાય છે,) (૪) કાગળની મીલો, (૫) સાયન્ટિફિક રીતે ચામડું કમાવવાનાં તથા કમાવેલ ચામડાંમાંથી

સામાન બનાવવાનાં કારખાનાં, (૬) દારૂ ગાળવાનો ઉદ્યોગ, (૭) શણની મીલો. કાપડ સૂતરની મીલો પણ ઘણેભાગે જો કે દેશીઓની મૂડીથી ચાલે છે પણ તેનો કારભાર યુરોપીઅનો કરે છે. છેવટ, મજૂરોને મ્હોટી સંખ્યામાં એકઠા કરવાનું, કે જે કારખાનાની પદ્ધતિને લીધે આવશ્યક થઈ પડયું છે, તે કામ પણ યુરોપીઅન કંપનીઓ કરે છે, અને રેલવેનાં કામ કરવાનાં કારખાનામાં, યુરોપીઅન એન્જીનિયરોની પેઢીઓનાં કારખાનામાં, તથા સરકારી એન્જીનિયર શાળાનાં કારખાનાંમાં ઘણા મજૂરોનું હાલના જમાનાની પદ્ધતિ પ્રમાણેનું ઉંચા પ્રકારનું શિક્ષણ, તે યુરોપીઅનો અથવા સરકારને લીધે છે. વિવિધ તરેહના ન્હાના ઉદ્યોગો કે જેમાં થોડી મૂડી જોઇએ છીએ અને જે ઘણે ભાગે દેશીઓના છે તથા દેશીઓથી ચાલે છે તેવા ઉદ્યોગો માટેના પુષ્કળ સંચાઓ આપણા દેશમાં દાખલ થયા છે, દાખલા તરીકે, (૧) બરફ બનાવવાના સંચા, સોડા લેમોનેડ બનાવવાના, શણ દાબવાના, રૂ લોઢવાના, તેલ પીલવાના, આટો દળવાના, ઈત્યાદિ.

સને ૧૯૦૩ માં હિન્દુસ્તાનમાં બધાં મળી ૧૬૬૧ કારખાનાં હતાં અને તેમાં પુણા ૭ લાખ માણસો કામ કરતાં.*

---

* સરકાર તરફથી પ્રસિદ્ધ થતા “ મહેસૂલ તથા વેપાર સંબંધી આંકડા ” નામના ૧૯૦૭ ના ૧૩ મા અંકમાં સને ૧૯૦૫–૬ ના વર્ષના નીચે પ્રમાણે આંકડા આપે છે:—

| | | મૂડી. | કામે લાગેલાં માણસો. |
|---|---|---|---|
| કાપડ સૂતરની મીલો. | ૨૦૪, | ૧૫.૫ કરોડ રૂપીઆ | ૨૧૨૦૦૦ |
| શણની મીલો. | ૩૯, | ૮.૭૬ ,, ,, | ૧૪૪૦૦૦ |
| ઉનની મીલો. | ૬, | ૪૬ લાખ ,, | ......... |
| કાગળની મીલો. | ૭, | ૫૪ ,, ,, | ૪૦૦૦ |
| દારૂ ગાળવાનાં કારખાનાં. | ૨૭, | ................. | ૨૦૦૦ |

હિન્દુસ્તાનમાં યુરોપીઅન ઉદ્યોગોનો વિસ્તાર કેટલો છે તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે:—

| ઉદ્યોગો. | મૂડી. | કામ કરતાં માણસોની સંખ્યા. | દર વર્ષે નીકળતો માલ અથવા પેદાશ. |
|---|---|---|---|
| રેલવેઓ. | સરકારી ૨૦૨ કરોડ; ખાનગી ૧૫૭ કરોડ. | ૫ લાખ. | ૧૯૦૫ માં ૨૮૦૦૦ માઈલની રેલવે ચાલુ. |
| કોલસાની ખાણો. | ............. | ૧ ,, | ૭૫ લાખ ટન. |
| શણની મીલો. | ૭½ કરોડ. | ૧¾ ,, | ........................... |
| ચ્હા | ૨ કરોડ પાઉન્ડ (૩૦ કરોડ રૂ.) | ૯ ,, | બધી મળીને ૨૦૯૦ લાખ રતલ ચ્હામાંથી ૮½ કરોડ રૂપીઆની કીમતની ૨૦૨૦ લાખ રતલ પરદેશ ચઢે છે અને બાકીની (૭૦ લાખ રતલ) અહીં ખપે છે. |
| એન્કો {વટાવની. ઇલ્લાકાની. | ૨૫½ કરોડ. | .......... | ........................... |
| સોનાની ખાણો. | ............. | .......... | ૨૩¾ લાખ પાઉન્ડ (૩૫૦૦૦૦૦૦ રૂપીઆ.) |
| ઉનની મીલો. | ૪૫ લાખ. | .......... | ૨૯ લાખ રૂપીઆ. |
| કાપડ સૂતરની મીલો. (ઘણે ભાગે દેશી) | ૧૩૫લાખપાઉંડ ૨૦૨૫૦૦૦૦૦ રૂપીઆ.) | ૩½ લાખ. | ........................... |

## હિન્દુસ્તાન અને ઇંગ્લંડના રાજ્યકીય સંબંધો તથા તેની વેપારના સમતોલપણા ઉપર અસર.

હિન્દુસ્તાનની અમુક પ્રકારની રાજકીય સ્થિતિને લીધે, એટલે કે હિન્દુસ્તાનના રાજ્યકર્તાઓ ઇંગ્રેજો હોવાથી, સંખ્યાબંધ ઉંચા પગારના ઇંગ્રેજ અમલદારો તથા (પોણો લાખ ઉપરાંત) બ્રિટિશ લશ્કર રાખવું પડે છે. આ તમામ માણસોનાં પેનશન, તથા તેમના હિન્દુસ્તાનમાં નોકરી કરતાં બચેલા પૈસા, ઇંગ્લંડ મોકલી દેવામાં આવે છે. વળી હિન્દુસ્તાનની રેલવેઓ તથા હાલના ઉદ્યોગોમાં ઇંગ્લંડથી જે મ્હોટી રકમની મૂડી નાંખવામાં આવી છે તે તથા તેના વ્યાજના પૈસા ઇંગ્લંડ મોકલવાના હોય છે. તેથી એવી રીતે હિન્દુસ્તાનની સ્થિતિ ઇંગ્લંડ પરત્વે દેણદારની છે, એટલે કે, પોતે જે માલ ઇંગ્લંડથી આયાત કરે અને તે બદલ પૈસા આપે તેના કરતાં પોતે જે માલ પરદેશ ચઢાવે અને પૈસા લે તે માલ વધારે હોવો જોઇએ. અને છે પણ તેમ. દર વર્ષ હિન્દુસ્તાનના આયાત વેપાર કરતાં નિકાસ આશરે ૨ કરોડ ૪૦ લાખ પાઉન્ડ યાને ૩૬ કરોડ રૂપીઆનો વધારે થાય છે. પણ આનો લગભગ પોણો ભાગ આપણા દેશ ખાતેના ઇંગ્લંડમાં થતા ખરચ ખાતે જાય છે. આ પ્રમાણેની કાયમની સ્થિતિ છે. એનો આર્થિક પરિણામ એ થાય છે કે,

(ક) હિન્દુસ્તાન કાચો માલ આપી, તેમાંથી પરદેશમાં તૈયાર થયેલો માલ લે છે. પણ તૈયાર બનાવેલ માલ ઉપરનો નફો કાચા માલ કરતાં ઘણો વધારે હોય છે. વળી કાચા પદાર્થોમાં, ખાસ કરીને દાણા, એ લોકોનો ખોરાક એટલે જીવન છે અને તે, તૈયાર વસ્તુઓ કે જેમાંની ઘણીખરી મોજશોખની છે તેને બદલે આપવા અગર મોકલવા પડે છે.

(ખ) તૈયાર બનાવેલો માલ અગર વસ્તુ, એટલી જ કીમતના કાચા પદાર્થ કરતાં, કદમાં ઘણી ન્હાની હોવાથી હિન્દુસ્તાનમાં તૈયાર માલ મોકલનાર યુરોપીઅનો કરતાં હિન્દુસ્તાનથી કાચો માલ ચઢાવનારને વહાણનું નૂર અથવા ભાડું ઘણું વધારે આપવું પડે છે. હિન્દુસ્તાનને આ ભારે નુકશાન છે.

(ગ) હિન્દુસ્તાનનો માલ લઈ યુરોપ જનારા વહાણને ત્યાંથી પાછા ફરતાં પૂરેપૂરૂં ભરત ન મળી શકવાથી હિન્દુસ્તાનમાંથી ચઢાવેલા કાચા માલ માટે, વહાણની એક સફરનું લગભગ ડોઢું જેટલું, બહુ ભારે નૂર આપવું પડે છે.

(ઘ) આપણો આયાત કરતાં નિકાસ વેપાર વધારે હોવાથી, જે વધારે પૈસા આપણને મળે છે તે આપણી મૂડીમાં વધારો કરવા તથા આપણા ઉદ્યોગોનું પોષણ કરવા આપણા દેશમાં રહેવાને બદલે તદ્દન દેશ બહાર જતા રહે છે. હિન્દુસ્તાનની ખેતી, હુન્નર, તથા વેપારના નફાનો ભાગ, જે આપણા નિકાસ વેપારના વધારા ઉપરથી જણાઇ આવે છે તે લોકોને મળતો નથી. હિન્દુસ્તાન કરજદાર દેશ ન હોત તો આમ ન થાત. આ બાબતમાં, ઉપર બતાવેલ "હોમ ચારજીઝ" નામનો આપણે ખાતે ઈંગ્લંડમાં થતો ખરચ, હિન્દુસ્તાનને પૈસાથી ખાલી કરનાર પ્રવાહ જેવો છે.*

---

* દેશમાં આગળ ચાલતી અંધાધૂનીને બદલે બ્રિટિશ રાજ્યથી ઉદ્યોગ, હુન્નર, વ્યાપાર આદિની જે અધિક અનુકૂળતા થઈ છે, એ આર્થિક અસર પણ આ સાથે ગણત્રીમાં લેવી ભૂલવી જોયતી નથી.

# પ્રકરણ ૪ થું.

## ખપ અથવા ઉપભોગ.

### હિન્દુસ્તાનમાં વસ્તુઓનો ખપ નક્કી કરનાર સુખનું ધોરણ.

હિન્દુસ્તાનની વસ્તીના ૭૦ ટકા જેટલો ભાગ સીધી કે આડકતરી રીતે ખેતી ઉપર આધાર રાખે છે. હિન્દુસ્તાનનો ખેડુત “ દુનિયામાં સર્વથી કરકસરિયો છે.” તે છાજ અગર માટીનાં ઝુંપડામાં રહે છે. એના જીવનની જરૂરિયાતો બહુ થોડી હોય છે, અને તે સ્થાનિક કારીગરો તથા ઘરકામ કરનાર હલકા નોકરોથી પૂરી પડે છે. અને તેમના કામ બદલ તે તેમને પોતાની ખેતીના પાકમાંથી આપે છે. સાબુ વિગેરે જેવી પરદેશી વસ્તુઓનો ઉપયોગ કરવામાં નાત જાતના નિયમો પણ આડે આવે છે. હિન્દુસ્તાનમાં જીંદગીના સુખનું ધોરણ અત્યન્ત હલકું છે, જેથી પરદેશી વસ્તુઓનો ખપ અત્યન્ત ઓછો થાય છે. હિન્દુસ્તાનની ગામડાની વસ્તીનો ૯/૧૦ ભાગ સીધી કે આડકતરી રીતે ખેતી ઉપર જીવે છે અને અહીં બનેલી કે પરદેશમાં બનેલી મોજ શોખની વસ્તુ ખરીદ કરવી એ એમને માટે અશક્ય છે. હિન્દુસ્તાનનાં શહેરોમાં રહેનારી વસ્તીનો બારમો ભાગ ખેતી ઉપર, અને ૨/૫ ભાગ, ઉપયોગી અથવા જરૂરી વસ્તુઓ બનાવવા અને વેચવા ઉપર જીવે છે. આખા હિન્દુસ્તાનની વસ્તીનો ફક્ત આડત્રીસમો ભાગ વેપારમાં લાગ્યો છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આપણી કેટલી બધી જરૂરિયાતો સ્થાનિક ઠેકાણેથી પૂરી પડે છે અને છેટે બનેલી

વસ્તુઓમાંથી કેટલી થોડીની આપણે જરૂર પડે છે. જ્યાં સુધી આપણા સુખનું ધોરણ ઉંચું ન થાય, એટલે કે, જ્યાં સુધી લોકો તેમની કમાણી સારાં મકાનોમાં અને વધારે તથા ઉંચી જાતના ખોરાક તથા કપડાંમાં ખરચે નહિ ત્યાં સુધી, હિન્દુસ્તાનમાં માલ અગર વસ્તુઓનો ખપ વધે નહિ. હાલ તો જે થોડા માંણસો કંઈક બચાવે છે તેઓ તેનો ઉંચા પ્રકારનું સુખી જીવન ગાળવામાં વ્યય કરવાને બદલે માત્ર દાટી મૂકે છે અથવા સંઘરી રાખે છે. હિન્દુસ્તાનના સરાસરી માણસનું જીવન, ઇંગ્લંડ જેવા સમૃદ્ધ યુરોપીઅન દેશમાં ધોરણ રૂપ થઈ ગયેલા છેક હલકા પ્રકારના ગરીબ જીવનની બરાબર છે. પરંતુ બ્રિટિશ રાજ્ય તથા પાશ્ચાત્ય સુધારાને પરિણામે હિન્દુસ્તાનમાં ઉંચા પ્રકારના સુખના ધોરણની શરૂઆત થઈ ગઈ છે. અને બ્રહ્મ દેશમાં તો તે વિશેષ છે. હવે દરેક ઠેકાણે લોકો સારાં મકાન બાંધે છે અને બંગાળાના ખેડુતો પણ કોટ પહેરતા થયા છે.

સર્વ આર્થિક પ્રવૃત્તિનો છેવટનો હેતુ, વસ્તુનો ઉપભોગ અગર ખપ છે; એટલે કે, માણસો કોઈ પણ વસ્તુ તત્કાળ અગર ભવિષ્યમાં ભોગવવાની આશાએ જ પેદા કરે છે. ( અને ભવિષ્યમાં ભોગવવા માટે રાખવું એનું નામ સંચય અથવા બચાવવું. ) માણસો ભોગવતાં બંધ થશે ત્યારે પેદા કરતાં પણ બંધ થશે. ખપ યા ભોગ, બે પ્રકારનો છે, ઉત્પાદક અને અનુત્પાદક. અનુત્પાદક ખપ, વસ્તુના કેવળ ખપી જવામાં—નાશમાં જ પૂરો થાય છે, અર્થાત, એનો ઉપભોગ થતાની સાથે જ એનો અન્ત આવી જાય છે—જેના ખપ અગર ઉપભોગમાંથી આગળ કોઈ રૂપે ફળ ન થાય તે. એથી ઉલટું, ઉત્પાદક ખપને ખરી રીતે ખપ જ ન કહી શકાય, એ ખપ અગર ઉપભોગ તો નવી અગર વિશેષ દોલત ઉત્પન્ન કરવાનું સાધન છે; દાખલા તરીકે, બીજને વાવવું એ એક જાતની ઉત્પાદક પ્રવૃત્તિ છે, અનુત્પાદક

ખપ અગર નાશ નહિ. જીવન્સ એમ માને છે કે મજૂરના ખોરાકને મૂડી સમજવી જોઇએ. મનુષ્યે, વસ્તુને ખપ અગર ઉપભોગમાં લેવી, અગર માનુષિ જરૂરિયાતોને સન્તોષવી, એ આર્થિક ક્રિયાની છેવટની ભૂમિકા છે–તે પહેલાંની તમામ સ્થિતિ અગર ભૂમિકામાં દોલત પેદા થયે જાય છે, એટલે કે, ફક્ત એક સ્વરૂપમાં વસ્તુનો ખપ થઈ તે પાછી બીજા ઉંચા સ્વરૂપે ઉત્પન્ન થાય છે.

## ખપ અગર ઉપભોગના નિયમ—

૧. જે વસ્તુમાં તેની કીમત કરતાં ઉપયોગિપણું વિશેષ હોય તેવી વસ્તુઓનો મનુષ્યો પ્રથમ ઉપભોગ કરે છે અગર ખપમાં લે છે, એટલે કે, કીમતમાં જે યત્ન અગર શ્રમ રહેલો છે તેના કરતાં ઉપભોગના આનન્દની વિશેષતા વધારે હોય ત્યારે.

૨. **આનન્દના અપકર્ષનો નિયમ**—વધારે દોલત એટલે વધારે ઉપભોગ અગર આનન્દ. પણ અમુક જાતનું સુખ જેમ જથામાં વધે છે તેમ ( તે રોજ એકનું એક હોવાથી નવીનતાના અભાવે ) તીવ્રતા અગર બળમાં ઘટે છે, જ્યારે વધારે વધારે સુખ મેળવવા સારૂ જે પૈસાની જરૂર છે તે મેળવવાનો શ્રમ અગર પીડા વધે છે, અગર બીજા શબ્દોમાં કહીએ તો જેમ જેમ સુખ વધે છે તેમ તેનો રસ ઓછો થાય છે અને થાક વધતો જવાથી તે પ્રાપ્ત કરવાનો શ્રમ વધે છે. જ્યારે વિશેષ સુખની કીમત, જે પૈસા તેને માટે આપવા પડે તે પૈસાની ઉપયોગિતા કરતાં વધારે થાય છે ત્યારે આપણે તે વસ્તુના ખપ અગર ઉપભોગને વધતો અટકાવીએ છીએ; એટલે કે, આપણને એમ લાગે છે કે એ પૈસા, પ્રથમ જે વસ્તુનો ઉપભોગ કર્યો હોય અગર જેનાથી આપણે લગભગ ધરાઈ ગયા હોઇએ તે કરતાં બીજી જે આપણને વધારે સારી લાગે તે ખરીદ કરવામાં ખરચીએ તો ઠીક.

૩. **આનન્દના ઉપકર્ષનો નિયમ**—દરેક મનુષ્ય જૂદી જૂદી વસ્તુઓમાં એવી રીતે ખરીદી કરે છે કે તે તે વસ્તુઓના ઉપભોગમાં સહુથી છેલ્લા ઉમેરાની સહુથી છેલ્લી ઉપયોગિતા સરખી હોય. અર્થાત, એકને બદલે બીજી વસ્તુ આપણે ત્યારે જ ખરીદીએ છીએ કે જ્યારે આ બીજી, પહેલીના કરતાં વધારે સુખદાયક લાગે.

દરેક ચીજ જે આપણે ખપમાં લઇએ છીએ તેના પ્રમાણનો આધાર (૧) તેની ઉપયોગિતા, એટલે એની પ્રાપ્તિથી જે આનન્દ થાય તે, તથા (૨) તેની કીમત, એટલે તે પ્રાપ્ત કરવામાં જે શ્રમ અગર ભોગ આપવો પડે, તે ઉપર છે.

ખપ અને પેદાશ વચ્ચે સંબંધ—ખરચવું અથવા ખપમાં લેવું એનો અર્થ ફક્ત પૈસાની ફેર બદલી, એટલે કે, પૈસાનું, પેદાશની એક શાખામાંથી બીજીમાં જવું. ખરચવું એ ફાયદાકારક ત્યારે જ થાય કે જ્યારે અનુત્પાદક માર્ગમાંથી ઉત્પાદક માર્ગમાં પૈસાની ફેર બદલી થાય ત્યારે. પૈસાદાર માણસ ઉત્પાદક પ્રવૃત્તિ ઉપર બહુ મહેનત કરે છે, કારણ કે તે પોતાના ખરચને નિયમિત કરી, કયા ઉદ્યોગો અગર ધન્ધા આબાદ થશે અને કયા નહિ તે નક્કી કરી શકે છે.

આપણા ખપમાં આવતી વસ્તુઓની જાતો—(૧) ખાવું, પીવું, તથા લુગડાં પહેરવાં, એ તરેહની આપણી **શારીરિક જરૂરિયાતો** સમયની બાબતમાં પ્રથમ છે, ( પરંતુ અન્ન માટેની આપણી શક્તિ મર્યાદિત છે. ) ( ૨ ) જે વસ્તુઓ આપણી પ્રતિષ્ટા અથવા કીર્તિની તૃષ્ણા પૂરી પાડે છે તે અગત્યતાના પ્રમાણમાં બીજે નંબરે આવે છે, એટલે કે કેવળ, જરૂરિયાતોની વસ્તુઓ અથવા કે ખોરાક તથા કપડાં જેવી સહુથી સાધારણ વસ્તુઓ કરતાં અન્ય વસ્તુઓ મેળવવા આપણે

ઇચ્છીએ છીએ; દાખલા તરીકે, બહોળા હાથની આગતાસ્વાગતા, પહેરવા ઓઢવામાં અતિષયપણું અગર ઉડાઉપણું, ઈત્યાદિ. (૩) આપણી શારીરિક માગણીઓ પૂરી પાડવામાં પણ આપણે વિવિધતા પસંદ કરીએ છીએ, દાખલા તરીકે એક જ જાતનો ખોરાક થોડા વખત પછી સ્વાદ આપતો નથી અને તેથી સાધારણ રીતે જૂદી જૂદી રૂતુમાં અથવા તહેવારના દિવસોએ આપણે જૂદો જૂદો ખોરાક ખાઇએ છીએ. (૪) સુધારો તથા માનસિક કેળવણીના વધારા સાથે દરેક જણને હવે મગજ અગર બુદ્ધિનું કામ નિશ્ચિંત રીતે કરવા માટે ઘરમાં વધારે જગો અને એકાન્ત જોઇએ છીએ, ફક્ત સૂર્ય કે વરસાદના રક્ષણ માટે નહિ. (૫) આપણી શારીરિક અને માનસિક પ્રવૃત્તિઓમાંથી ઉત્પન્ન થતી જરૂરિયાતો હમેશ વધતી આવે છે, દાખલા તરીકે, મનુષ્યની ઉભરાઈ જતી પ્રવૃત્તિને પરિણામે અંગ કસરતની રમતો થાય છે અને નવલકથાઓ, નાટકો, તથા સાહિત્યનાં પુસ્તકોનો તેમની ખાતર જ અભ્યાસ થાય છે, અને આ સર્વ બાબતો તરત જ જરૂરની વસ્તુઓ તરીકે ગણાવા માંડે છે, એટલે કે, એ જીંદગીની જરૂરિયાતો જેવી લાગે છે. મનુષ્યનો દિનપરદિન આગળ વધતા જવાનો સ્વભાવ એવો છે કે ( આપણી માગણીઓ અથવા તૃષ્ણાઓને સન્તોષવાના સાધન તરીકે તેમાંથી પ્રવૃત્તિઓ ઉત્પન્ન થવાને બદલે ) તંદુરસ્ત સ્થિતિમાં, નવી પ્રવૃત્તિઓમાંથી નવી માગણીઓ ઉત્પન્ન થાય છે.

ટુંકામાં, જો કે વગર સુધરેલા માણસની જરૂરિયાતો લગભગ પશુની જરૂરિયાતો જેવી જ છે તોપણ મનુષ્ય તરીકે આપણે જેમ જેમ આગળ વધીએ છીએ તેમ તેમ આપણી જરૂરિયાતોની વિવિધતામાં તથા તેને સન્તોષવાની રીતોની વિવિધતામાં પણ વધારો

થાય છે, એટલે કે, આપણને ફક્ત વધારે જ નહિ પણ વધારે સારી અગર વધારે પસંદગીની ચીજો જોઇએ છીએ. ઈંગ્લંડની હલકી જાતોમાં પણ, રૂઢિ અગર રિવાજના દબાણને લીધે લુગડાં લત્તાના ખરચમાં તથા વિવિધતામાં કાયમ વધારો થાય છે. ઊંચા પ્રકારના સુખ તરફ આવી પ્રવૃત્તિ, હિન્દુસ્તાનમાં ફક્ત રોજગારવાળા તથા વેપારી વર્ગમાં જોવામાં આવે છે. ખેડુત વર્ગને એનો સહેજ જ સ્પર્શ થયો છે. કોટ કે જે એમના બાપદાદા જાણતા નહોતા તે હવે તેઓ કાયમ પહેરે છે તો તે મીલોમાં બનેલું કપડું અતિશય સોંઘું તથા ઘર આંગણે મળવાના કારણથી જ, અને નહિ કે તેઓને હવે ટાઢ વિશેષ વ્હાય છે તેથી. હું ધારૂં છું કે આ દાખલો, સોંઘી વસ્તુઓ-માંથી જે કૃત્રિમ જરૂરિયાત ઉત્પન્ન થાય છે અને જે પાછળથી અ-નિવાર્ય થઈ પડે છે, તેનો છે. હિન્દુસ્તાનમાં વસ્તુઓનો જે ખપ થાય છે તે બાબતમાં યાદ રાખવું જોઇએ કે લોકોનો ઘણો ભાગ ગરીબ ખેડુતોનો છે અને એમની આવકના લગભગ ૯૦ ટકા જીંદ-ગીની જરૂરિયાતો, કે જેમાં કંઈ પણ ફેરફાર કરી શકાય એમ હોતું નથી, તે ઉપર ખરચાતા હોવા જોઇએ.

આંકડાઓનો સંભાળપૂર્વક અભ્યાસ કરતાં એમ જણાયું છે કે જેમ કુટુંબની આવક વધે છે તેમ ખોરાકી ખરચનું પ્રમાણ ઓછું થાય છે, અને એના પ્રમાણમાં કપડાંલત્તાં તથા ભાડાનો ખરચ એનોએ રહે છે. પણ કેળવણી, તંદુરસ્તી અને મોજશોખનો ખરચ આવક અગર પેદાશના વધારા સાથે કાયમ વધ્યો જાય છે. અને તેથી કરી લોકની ગરીબ સ્થિતિને લીધે હિન્દુસ્તાનમાં વસ્તુઓનો ખપ થોડે સુધી જ વધી શકે એમ છે.

**મોજશોખ**—મોજશોખ એટલે ખપ કરતાં વિશેષ માગણી

અગર તૃષ્ણાનું સન્તોષવું. પણ આ મોજશોખને દરેક બાબતમાં નિન્દવા જેવું નથી. ગરીબમાં ગરીબને પણ કંઈ તૃષ્ણા અગર બિન જરૂરી માગણી સન્તોષવાનું હોય જ નહિ તો ભાર વહન કરનાર પશુ કરતાં એની જીંદગી વધારે સારી ન હોય. દરેક મનુષ્યની તૃષ્ણા અગર માગણી પ્રથમ ઉત્પન્ન થાય છે ત્યારે જરૂર વિનાની હોય છે, તેથી મોજશોખ તરીકે તેને પ્રથમ જ દાબી દેવામાં આવી હોત તો આજ સુધી જનસમાજ એની મૂળ જંગલી સ્થિતિમાં રહ્યો હોત. મોજશોખ જ્યારે ઉડાઉપણાનું રૂપ લે છે ત્યારે જ તે નિન્દવા યોગ્ય થાય છે, એટલે કે, એક બાજુએ સામાજિક શ્રમનું માપ અને બીજી બાજુએ એક મનુષ્યનો સન્તોષ, એ બે વચ્ચે યોગ્ય પ્રમાણ ન રહે ત્યારે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો મોજશોખ ભોગવનાર મનુષ્ય જનસમાજની અભિવૃદ્ધિમાં સહાયકારક થતો નથી ત્યારે તે મોજશોખ ધિક્કારવા યોગ્ય થાય છે.

સને ૧૯૦૬ માં યુનાઇટેડકિન્ડમમાં માણસ દીઠ ખોરાકનાં ખપની સરાસરીઃ—

માંઉસ, ૪૨ રતલ. ઘઉં, આટો, ચોખા, ૨૮૨ રત. ચ્હા, ૬·૧૭ રતલ. તમાકુ, ૧·૫૭ રતલ. બીર નામનો દારૂ, ૨૮ ગેલન. ખાંડ, ૮૫ રતલ. સને ૧૯૦૭ માં ઈંગ્લંડમાં માણસ દીઠ આયાત પા. ૧૪–૧૪ શી. ની હતી અને આયાત તથા નિકાસ બંન્ને મળી પા. ૨૬–૯ શી. હતી. હિન્દુસ્તાનમાં સને ૧૯૦૬ માં (સરકારી સ્ટોર તથા તિજોરી ગણતાં) આયાત તથા નિકાસ મળી માણસ દીઠ કુલ રૂા. ૧૦–૮ અને એકલી આયાત ૪·૫ રૂપીઆની હતી. આ ઉપરથી બન્ને દેશની ખાવાપીવાની વસ્તુના ખપની શક્તિનું પ્રમાણ કેટલું છે તે જણાય છે.

હિન્દુસ્તાનમાં થતા વસ્તુઓના ખપના આંકડાઓઃ—

(ક) ખાવાના પદાર્થોઃ—

(૧) **મીઠું**—વર્ષે દહાડે માણુસ દીઠ સરાસરી ખપ બંગાળી ૫ શેરનો છે, ( જે ઉપર ૨ આનાનો કર સરકારને ભરવો પડે છે. ) યુનાઇટેડકિન્ડમમાં, કારખાનાઓમાં જે મીઠાનો ઉપયોગ કરવામાં આવે છે તે ભેગું ગણુતાં માણુસ દીઠ ૭૨ રતલ થાય છે.

(૨) **ખાંડ**—( ગોળ તથા ખાંડ ભેગું ગણુતાં ) દર વર્ષે હિન્દુસ્તામાં માણુસ દીઠ ખપ ૨૫ રતલ થાય છે.* ત્યારે ઇંગ્લંડમાં તેની સરાસરી ફક્ત ૮૫ રતલની આવે છે.

(૩) **ચ્હા**—ચ્હાનો પ્રચાર હિમાલયના પહાડી લોકોમાં છે, પણુ તે શિવાય બીજા ભાગોમાં ( હિન્દુસ્તાનના પ્રમાણુમાં ) ફક્ત સારી સ્થિતિના લોકોમાં જ છે. સને ૧૯૦૨ માં હિન્દુસ્તાનમાં વર્ષે દહાડે માણુસ દીઠ ચ્હાનો સરાસરી ખપ ૪/૧૦ રતલ ( એક રૂપિયા ભાર ) હતો. જ્યારે ઇંગ્લન્ડમાં ૬.૧ રતલ છે.

---

* સને ૧૯૦૭ના કોટનના રિવ્યુ ઓફ ધ ટ્રેડ ઓફ ઇન્ડિયા નામના ચોપાનીઆમાં નીચેના આંકડા આપવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| હિન્દુસ્તાનમાં આયાત થયેલી ખાંડ(ગોળ બાદ કરતાં) | ૧૦૦૪૪૯૦૧ | હંડ્રવેટ |
| હિન્દુસ્તાનમાં બનેલો ગોળ ... ... ... | ૪૧૦૩૮૦૦૦ | ,, |
| કુલ | ૫૧૦૮૨૯૦૧ | ,, |

આટલો માલ બ્રિટિશ હિન્દુસ્તાનની ૨૩૧૯૦૦૦૦૦ વસ્તીમાં ખપ્યો. એટલે કે, માણુસ દીઠ ૨૪.૬ રતલ થયો.

(ખ) **પીવાનું**—( દારૂ વિગેરે કેફી પદાર્થો ) હિન્દુસ્તાનમાં દર ૨૪૦૦ માણસે એક દારૂની દુકાન છે; ઇંગ્લંડમાં એ પ્રમાણ દસગણું વધારે છે. હિન્દુસ્તાનમાં દર વર્ષે દર હજાર માણસે દારૂની સરાસરી નીચે પ્રમાણે આવે છેઃ—પંજાબમાં ૧૪ ગેલન, બરમામાં ૧૭ ગેલન અને મુંબાઇ ઈલાકામાં ૧૨૭ ગેલન. ઇંગ્લન્ડમાં દર વર્ષે દર માણસે દારૂ ઉપરનો કર ૧૬.૬ શી, યાને ૧૨ રૂપિયા કરતાં વધારે છે અને માણસ દીઠ પરદેશી દારૂનો ખપ ૪૭ ગેલન તથા ઇંગ્લંડમાં જ બનેલાની સરાસરી લગભગ ૭ ગણી છે. પણ હિન્દુસ્તાનના માણસો ભાંગ અગર ગાંજો અને અફીણ લે છે કે જેનો ઇંગ્લંડમાં ઉપયોગ નથી. હિન્દુસ્તાનમાં આ બે કેફી ચીજોની દર હજાર માણસ દીઠ વાર્ષિક સરાસરી નીચે પ્રમાણે છેઃ—

| | ભાંગ અગર ગાંજો. | અફીણ. |
|---|---|---|
| મુંબાઈ ઈલાકો... ... | ૭.૫ શેર (બંગાળી) | ૨.૪ શેર (બંગાળી) |
| સંયુક્ત પ્રાન્તો... ... | ૯ ,, ,, | ૧.૩ ,, ,, |
| મદ્રાસ ઈલાકો ... ... | ૧.૨ ,, ,, | ૧.૧ ,, ,, |
| આસામ ... ... ... ... ... ... ... ... | | ૮.૮ ,, ,, |

ઈંગ્લંડની માફક હિન્દુસ્તાનમાં તમાકુ ઉપર કર નથી.* તેથી ફરી જો કે હિન્દુસ્તાનમાં ગરીબમાં ગરીબ માણસો સુદ્ધાન્ત તમામ વર્ગ એનો ઉપયોગ કરે છે છતાં બન્ને દેશમાં એનો જે ખપ થાય છે તેની સરખામણી થઈ શકે નહિ.

(ગ) **પહેરવાનું**:—હિન્દુસ્તાનની ગરમ હવાને લીધે બહુ થોડાં જ કપડાંની જરૂર પડે છે અને તે પણ વરસના થોડા મહિના.

સને ૧૯૦૪ માં હિન્દુસ્તાનમાં ૨૨૯ કરોડ ૨૦ લાખ વાર સુતરાઉ કાપડ ખપ્યું હતું (જેમાં ⅓ દેશી બનાવટનું અને ⅔ પરદેશી હતું.) એટલે કે, દર વર્ષે માણસ દીઠ આઠ વાર કરતાં સહેજ ઓછું થયું. ઇંગ્લંડમાં માણસ દીઠ સુતરાઉ, ગરમ, તથા શણની બનાવટના કપડાની સરેરાશ ૬૭·૮ રતલ આવેછે.

(ધ) **સોનું તથા રૂપું:**—હિન્દુસ્તાનમાં દર વર્ષે ૨૪ કરોડ રૂપિયા એટલે કે, માણસ દીઠ ૧૩ આનાનું સોનું તથા રૂપું મળી ખપે છે. ઈંગ્લંડમાં આ કીમતી ધાતુઓની માણસ દીઠ સરાસરી શી. ૨–૫½ પે. (રૂા. ૧–૧૩–૬) આવેછે.



* પરદેશથી આયાત થતી તમાકુ ઉપર આ વર્ષેજ (૧૯૧૦ માં) કર નાંખવામાં આવ્યોછે.

# પ્રકરણ ૫ મું.

---

## પેદાશ.

### હુન્નરઉદ્યોગના દેશની આર્થિકસ્થિતિ વિરૂદ્ધ ખેતીવાડીના દેશની આર્થિકસ્થિતિ.

૧ કોઈ પણ ખેતીવાડીના દેશને—જો તે પ્રાચીન હોય તો—જમીનના અપકર્ષ, એટલે વખત જતે જમીનનો કસ ઓછો થઈ પાક ઓછો થતો જાય, તે નિયમથી સહન કરવું પડેછે, અર્થાત, જેમ જેમ મજૂરોની સંખ્યામાં તથા મૂડીમાં વધારો થતો જાય તેમ તેમ પેદાશનું પ્રમાણ ઓછું થતું જાયછે. હિન્દુસ્તાનમાં ખાસ કરીને ખેડુતોના અજ્ઞાન તથા દેવાદારપણાને લીધે જમીનનો કસ ઝપાટાબંધ ઓછો થતો આવેછે, પાક દિનપરદિન હલકા પ્રકારનો થતો જાય છે અને એકર દીઠ, આખી દુનિયામાં તે સહુથી ઓછો હોવા છતાં એથી પણ વધારે ઓછો થતો જાયછે. એથી ઉલટું, હુન્નરઉદ્યોગના દેશને ઉપકર્ષના એટલે કે, વખત જતે પેદાશ વધતી જાય, તે નિયમનો લાભ થાયછે. સંચાથી બનેલા માલની કીમતના પ્રમાણમાં રૂ, શણ, વિગેરે કાચા માલની કીમત બહુ ઓછી હોયછે. ખેતી કરતાં સંચા વગેરેથી બનતી ચીજોમાં યાન્ત્રિક સુધારા, મજૂરી બચાવનારાં સાધનો, તથા કામની વહેંચણી વધારે થઇ શકેછે. તેથી હુન્નરઉદ્યોગવાળા દેશમાં માલનો ખપ વધતાં તે બનાવવાનો ખર્ચ પ્રમાણમાં ઓછો થાયછે તથા મ્હોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાના લાભ તેને થાયછે. એથી વિરૂદ્ધ એક પ્રાચીન ખેતીના

દેશમાં ખપ વધવાથી તેને પહોચી વળવા જેટલો પાક ઉત્પન્ન કરવાનો ખર્ચ વધેછે, અર્થાત્ દાણો મોંઘો થાયછે. અને તેથી, માણસોએ શ્રમ વધારે કરવો જોઇએ અગર ઓછું ખાવું જોઇએ, અથવા તેમનાં રોજનાં સુખોમાંથી થોડાંનો ભોગ આપી પોતાનો હમેશનો ખોરાક પ્રાપ્ત કરવો જોઇએ.

૨. ખેતીના ઉદ્યોગમાં હુન્નર કારીગિરીના ઉદ્યોગ કરતાં, (જમીનની ફળદ્રુપતા, જોઇતો વરસાદ, હીમ, રેલ વગેરે જેવી) કુદરતી શક્તિ ઉપર વધારે આધાર રાખવાનો હોયછે. અથવા બીજા શબ્દોમાં, ખેતીના ઉદ્યોગમાં હુન્નર ઉદ્યોગ કરતાં આકાશવૃત્તિ વિશેષ છે.

૩. હુન્નરઉદ્યોગના દેશમાં, મજૂર વર્ગની વસ્તીમાં વધારો થવાથી મજૂરીનો દર ઓછો થાયછે અને માલ સોંઘો બને છે; એથી ઉલટૂં, ખેતીના દેશમાં વસ્તીનું વધવું એનો અર્થ એ કે ઘણા લોકને ખાવાનું જોઇએ અને ખરાબ પડતર જમીનનો આશ્રય લેવો જોઇએ. અર્થાત્ ખરાબ જમીનને પણ ખેડવી જોઇએ, એટલે કે, પાક ઉત્પન્ન કરવાના ખર્ચમાં આથી જે વધારો થાય તેના પ્રમાણમાં ખેતીનો પાક ઓછો થાયછે.

૪. હુન્નરઉદ્યોગમાં ખેતી કરતાં વધારે ઉંચા પ્રકારની બુદ્ધિ તથા મ્હોટી મગજ શક્તિની જરૂર છે, અર્થાત, ખેતી, લોકને મંદબુદ્ધિના, જૂના રિવાજને વળગી રહેનારા તથા પોતાની સ્થિતિ સુધારવાની જેમને લાલચ થતી નથી એવા કરેછે, ત્યારે હુન્નરઉદ્યોગ મનુષ્યની સામાન્ય શક્તિને બહાર આણેછે અને લોકને વધારે ઉંચા પ્રકારના સુખી જીવન તરફ વાળેછે. ખેડુતો કે જે સાધારણ મજૂરો કરતાં ભાગ્યે જ સારા છે તેના કરતાં હુન્નરઉદ્યોગ કરનારા, ઘણા

ખરા કારીગર વર્ગના હોયછે અને તેથી તેઓ વધારે ઉંચા અને પૈસે ટકે સુખી હોયછે.* હુન્નરઉદ્યોગની શાખાઓ કરતાં ખેતીની વિવિધ શાખાઓ સામાન્ય લક્ષણમાં એક બાજાથી ઓછી જૂદી પડે છે. "તેમ છતાં ખેતીના ઉદ્યોગમાં સુધારો થતો નથી, કારણ કે સર્વથી મ્હોટા સાહસિક ખેતીકારો શહેર તરફ ઘસડાય છે—શહેરીજીવન ગાળવા દોરાય છે; અને જે પાછળ રહી જાય છે તે વધારે ઓછું પણ અલગ જીવન ગાળે છે. ગામડામાં રહેનારનાં મન શહેરમાં રહેનાર કરતાં વધારે ઠરેલ હોયછે અને નવો માર્ગ ગ્રહણ કરવામાં ઓછાં તત્પર હોયછે." જે જમીનદારો શહેરના માણસો સાથે વધારે સંબંધમાં આવેલા હોય છે તેઓનાથી તથા જે તરેહના વેપાર ઉદ્યોગો ખેતીને સહાયકારક છે તેવા ઉદ્યોગવાળાઓથી ખેતીના મુખ્ય સુધારા થયાછે."

૫. ખેતી સંબંધી મૂડી તથા મજૂરી એકસ્થાનિ હોયછે, ત્યારે હુન્નરઉદ્યોગમાં વધારે મજૂરની જરૂર પડવાથી ઓછા નફાવાળા ઉદ્યોગમાંથી વધારે નફાવાળા ઉદ્યોગમાં મજૂરી તથા મૂડી ફેરવી નાંખવાનું સહેલું થાયછે.

---

*કારખાનામાં કામ કરનાર માણસો મજૂર અગર વૈતરાઓનું એક જંગલી ટોળું છે અને ખેડુતો તો પવિત્ર, સ્વતન્ત્ર તથા શિષ્ટતાવાળું સાદુ જીવન ગાળેછે એ સામાન્ય માન્યતા કલ્પિત છે. ખેતી સાથે ગાઢ અજ્ઞાન તથા કાયમ મહેનત રહેલાં છે. પંજાબમાં ચાર વર્ષ ઉપર એક વિધવા સતી થયાના કામમાં મેજીસ્ટ્રેટે ટિકા કરી હતી કે પંજાબની નહેરો પાસે રહેનાર તાવથી (મેલેરિયાથી) પીડાતા મંદબુદ્ધિ ખેડુતો કરતાં હલકા પ્રકારની મગજશક્તિ ધરાવનારી મનુષ્ય જાત કલ્પનામાં પણ આવવી મુશકેલ છે.

૬. ખેતીનો ઉદ્યોગ એકસ્થાનિ ઉદ્યોગ થઈ શકે એમ નથી, અર્થાત્, ખેતી વધારવી એટલે એનું ક્ષેત્રફળ વધારવું યાને વધારે વધારે ખેતરો ઉમેરતા જવું. પરંતુ હુન્નર ઉદ્યોગમાં એમ નથી, ત્યાં તો ઉદ્યોગ વધારવો એટલે માલ બનાવવા સારૂ કાચા પદાર્થને મ્હોટા જથામાં જ્યાં કારખાનું હોય ત્યાં જ આણવો.

૭. તેમ હુન્નરઉદ્યોગની માફક જ્ઞાનની બહુ વિશિષ્ટતાવાળો ઉદ્યોગ પણ તે થઇ શકે એમ નથી, કારણ કે ખેતી કરનારા માણસોને જૂદા જૂદા પાક માટે જૂદી જૂદી રૂતુ ઉપર આધાર રાખવો પડે છે અને એક જ જાતના કામને વળગી રહેવાનું હોતું નથી.

ઉપરના ૬ ઠ્ઠા તથા ૭ મા પેરેગ્રાફ ઉપરથી જણાયછે કે ખેતીમાં તથા હુન્નરઉદ્યોગમાં મ્હોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાની આર્થિકસ્થિતિ તદ્દન એક સરખી નથી.

૮. ખેતીમાં, એક બીજાને સહાય થઈ કામ કરવું એ બહુ મુશકેલ છે, પણ હુન્નરઉદ્યોગની બાબતમાં એથી ઉલટું છે. અને તેથી બન્નેમાં, મજૂરો બુદ્ધિ તથા ઉદ્યોગમાં સરખા છતાં, હુન્નર ઉદ્યોગ કરતાં ખેતીમાં મજૂરી ઓછી કાર્યસાધક થાયછે.

૯. ખેતીવાડીના દેશમાં જો વસ્તી ઘણીખરી ખેડુત વર્ગની હોય અને તેઓ મજૂરીના બદલામાં પૈસાને બદલે દાણા લે તો મોંઘા દાણાને લીધે હુન્નરઉદ્યોગવાળા દેશોમાં જેમ પાક ઉત્પન્ન કરવાનો ખર્ચ વધેછે તેમ આમાં થતું નથી. ઉલટું, પાકની કીમત વધારે ઉપજે છે અને તેથી ખેડુતની સ્થિતિ સુધરેછે.

**ખેતી અને ઉદ્યોગ વચ્ચે સંબંધ:—**

પડોશનાં આબાદ શહેરોમાં જ્યાં દાણાનો બજાર ન હોય એવાં શહેરોથી જે ખેતી અલગ હોય તે ખરેખર રીતે ઉત્પાદક થાય નહિ. જ્યાં આવાં નજદીકનાં બજારનાં મથકો ન હોય ત્યાં તેને બદલે બીજે માર્ગે પરદેશો સાથેનો મ્હોટો નિકાસ વેપાર છે, પણ એ બહુ ઇષ્ટ નથી. જે જૂના દેશો, દાણા પરદેશ ચઢાવે છે તે તેમ કરી શકવાનું કારણ એ છે કે તેમનો ઉદ્યોગ બહુ પછાત સ્થિતિમાં હોયછે અને તેમ થવાનું કારણ એ હોયછે કે ત્યાં મૂડી અને તેથી કરી વસ્તી, એટલાં બધાં વધી ગયાં નથી હોતાં કે જેથી ધાનનો ભાવ વધી જાય. ખેતી અને હુન્નરઉદ્યોગ એક બીજા ઉપર આધાર રાખે છે અને તેમનું એક બીજાનું સહાયકારકપણું સુધારાની વૃદ્ધિને આવશ્યક છે.

## હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થતા માલ સાથે તેની જમીન, મજૂરી તથા મૂડી જે સંબંધ ધરાવે છે, તેની ખાસ સ્થિતિ.

**જમીન**—ખેતી એ હિન્દુસ્તાનનો મુખ્ય ઉદ્યોગ છે. પરંતુ (૧) એના ખેડુતોનું અજ્ઞાન, (૨) ખેતીના ઉપયોગમાં આવે એવી મૂડીની અછત, તથા (૩) દરેક ખેડુતની ન્હાની ખેતીને લીધે તેની પેદાશ બહુ ઓછી થાયછે. બેશક, ઝુંપડીઆ અર્થાત્ ન્હાની ખેતીની માઠી અસરો હિન્દુસ્તાનમાં ઘણી છે. હિન્દુસ્તાનના ખેડુતની દેવાદાર અને નિરાધાર સ્થિતિ તથા જોઇએ તેવું ખાંતર અને સાયન્ટિફિક યાને અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિવાળી ખેતીના અભાવે એકર દીઠ પાક કમી થતો આવેછે અને જમીનમાંથી કસ ઝડપથી ઓછો થતો જાય છે. નવી અથવા વિશેષ માગણીને પૂરૂં પડી શકે એટલું ધાન જલદીથી પેદા થઈ શકે એમ નથી. વળી દેશનો ઘણો ભાગ ચોમાસા ઉપર આધાર રાખે છે, એટલે કે, અનિશ્ચિત વસ્તુ ઉપર, અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશ (દખ્ખણ) ના ઘણા ભાગમાં વારંવાર દુકાળ જેવું થાયછે.

ઇંગ્લંડની ઘણીખરી ઔદ્યોગિક ફતેહ તેની ભૂમિમાં આવેલા કોલસાના થર, જમીનમાં પાસે જ રહેલું લોઢું તથા બીજી ખનીજ વસ્તુઓને લીધે છે. હિન્દુસ્તાનમાં બીજા ખનીજ પદાર્થો કરતાં કોલસાનું પડ જમીનમાં જરા દૂર છે. હિન્દુસ્તાનમાં કોલસાની ખાણની બાબતમાં મુખ્ય અડચણ એ છે કે જ્યાં કોલસાના થર આવેલા છે અને જ્યાં એનાં કારખાનાં થોડે ખર્ચે ચાલી શકે એમ છે ત્યાં પુષ્કળ પાણીની અછત છે. તેમ છતાં કહેવું જોઇએ કે હિન્દુસ્તાન એ કાચી પેદાશની બાબતમાં અતિ સમૃદ્ધ દેશ છે. વિવિધ જાતની પેદાશ તેમજ હવાની બાબતમાં હિન્દુસ્તાન એ એક દેશ કરતાં ઘણા અગર વિવિધ દેશોનો બનેલો ખંડ છે. અને તેથી કરી પોતાની તમામ જરૂરિયાતો તથા સુધરેલી જીંદગીને જોઇએ તેવી લગભગ તમામ ચીજો પોતાનામાંથી જ પૂરી પાડી શકે એવી શક્તિ ધરાવેછે. હુન્નરઉદ્યોગ તેમજ ખેતીવાડી, એ બંને, હિન્દુસ્તાનના જે ભાગ જેને અનુકૂળ હોય તે ભાગમાં ખીલવવામાં આવે તો હિન્દુસ્તાનને બીજા ઉપર આધાર રાખવો પડે એમ નથી. આમ થવાને વખત લાગશે. પણ તે થાય એમ છે. તો (બીજા ગરમ દેશોની માફક) હિન્દુસ્તાનની શક્તિ અથવા કર્તવ્ય ફક્ત કાચો માલ ઉત્પન્ન કરવો અને તેમાંથી બનાવેલી વસ્તુઓ પરદેશથી આયાત કરવાનું છે એ જૂના આર્થિક સિદ્ધાન્તની આપણે સામે લાગવું જોઇએ.

**મજૂરી**—હિન્દુસ્તાનમાં મજૂરી વિવિધ પ્રકારની છે અને તેથી તે બાબતમાં કોઈ પ્રકારની સામાન્ય ટિકા કરીએ તો તે ભૂલ ભરેલી થાય. આપણા કારીગરો બહુ ઉંચી કુશળતા પ્રાપ્ત કરી શકે એવા છે અને લગભગ કોઇ પણ કળા અથવા હુન્નર ગમે તેવો નવીન, બારીક અથવા પોતાની ટેવોને પરિચિત ન હોય તેવો પણ જલદીથી

શીખી શકે એમ છે. આપણા ખેડુતો બહુ ઉદ્યોગી અને ધીરજવાળા છે. મુંબાઈ અને ઉત્તર–હિન્દુસ્તાનના મજૂરો જબરાં અને સખ્ત મજૂરી કરનારા છે. પણ તે શિવાય, હિન્દુસ્તાનના મજૂરોમાં ઘણી ખામીઓ છે. તેઓ કાળજી વગરના, આળસુ તથા (પરદેશીઓ તરફ) અપ્રમાણિક છે, અને તેમાંના થોડાક જ દૃઢ અથવા સ્થિરતાવાળા છે. પરંતુ પૈસાની બાબતમાં આશ્ચર્ય પમાડે એવા પ્રમાણિક છે; આપણા હજારો ટપાલ વહેંચનારા તથા એકથી બીજે ગામ ટપાલ લઈ જનારા હલકારા કે જેઓ સામાન્યમાં સામાન્ય મજૂરો કરતાં સ્હેજ જ ઉંચા દરજ્જાના છે તેઓમાં પૈસા ઉચાપત કરી ગયાના દાખલા વર્ષમાં ક્વચિત જ બને છે. હિન્દુસ્તાનના મજૂરોમાંથી થોડાકજ બાદ કરતાં બાકીના લગભગ તમામ દારૂ પીવાની તથા જુગાર રમવાની ટેવ કે જેને લીધે યુરોપના મજૂરો કલંકિત અને નાલાયક બને છે, તેનાથી છૂટા છે. પરંતુ હિન્દુસ્તાનમાં મજૂરો ઉપર દેખરેખ રાખ્યા શિવાય સારૂં કામ થાય એમ ન હોવાથી તે બાબતમાં બહુ ખરચ થાયછે અને તેથી મજૂરી, દેખીતી રીતે સોંઘી છતાં, જોઇએ તેવી કાર્યસાધક ન ગણાય.§ હિન્દુસ્તાનની હવા સખ્ત મજૂરીને અશક્ય બનાવે છે અને આરામ લેવાની વૃત્તિને વધારેછે અગર પોષે છે. પણ હાલના જમાનાના કારખાનાનાં કામમાં કોઈ પણ તરેહની

---

§ હિન્દુસ્તાનના કારીગર અથવા મજૂર.વર્ગનો મ્હોટો ભાગ માથે જ ધન્ધો કરે છે. દ્રવ્ય ઉત્પન્ન કરવાને માટે જોઈતી મજૂરી કરવા ઉપરાંત તેઓ ધન્ધાના નાયકો માફક ધન્ધો ચલાવે છે તથા પેદાશના નફા નુકશાનની જવાબદારી માથે લેછે. પણ હાવા ન્હાના ધન્ધાદારીઓમાં તે કરવાની બહુ શક્તિ કે કેળવણી કે દૂરનાં બજારો સંબંધી માહીતી કે વધારે કરકસરવાળી રીતો શોધી કાઢવાની તીક્ષ્ણતા હોઈ શકે નહિ. (મોરીસન)

મંદતા વગર, અગર અટક્યા વિના, કલાકના કલાક સુધી એક સ્હાસે અગર એક સરખો શ્રમ કરવાની જરૂર છે. પરંતુ હિન્દુસ્તાનની થોડીક જ જાતો આ રીતે કામ કરી શકે એમ છે. અને તેથી કરી હિન્દુસ્તાનની મીલોને જોઇએ તેવા મજૂરો મેળવવામાં ભારે મુશકેલી પડે છે અને અમુક જ જાતમાંથી મજૂરો લેવા પડે છે. સામાન્ય મજૂરો વિષે બોલતાં કહેવું જોઇએ કે તેમને પૈસો સંગ્રહ કરવાની ઇચ્છા નથી, ઉંચા પ્રકારની મહેનત કરી જીંદગીમાં ઊંચા ચઢવાની આકાંક્ષા નથી, પોતાના કામમાં અભિમાન નથી, અને (ઇંગ્રેજ મજૂરની માફક) પોતાનો માલ ઊંચા પ્રકારનો બનાવી અન્ય પ્રજાને હઠાવવાનો ઉચ્ચાભિલાષ નથી. આ ટિકા હિન્દુસ્તાનના કારીગર વર્ગને લાગુ પડતી નથી. હિન્દુસ્તાનના ગામડાના લોકો જૂની રીત પ્રમાણે ચાલતા ખેતીના કામ માટે સારા છે, પણ તેઓ સહેલાઇથી કારખાનાના મજૂર અગર ખાણ ખોદનારા બની શકતા નથી. હિન્દુસ્તાનમાં, ખાણનું કામ કરી શકે એવા તમામ મજૂરો હિન્દુસ્તાનની ખાણોમાં કામે લાગી ગયાછે. હિન્દુસ્તાનના જે ભાગોમાં સ્થાનિક મજૂરોની વસ્તી નથી ત્યાં (આસામમાં ચ્હાની ખેતીની માફક) વધારે સંખ્યામાં અને એકજ કામના જાણીતા મજૂરો મળી શકવા અશક્ય છે. મૂડી રોકનારાઓને, છેટેથી મજૂર મેળવી, તેમને કરારથી બાંધી દૂર મોકલવામાં, અને ત્યાંની હવા માફક ન આવવાથી તેમની જીંદગી વ્યર્થ કરવામાં, ઘણો ખર્ચ કરવો પડેછે. કારખાનાની રીતનું કામ ન કરી શકે એવા મજૂરો હોવાથી બંગાળાના ઉદ્યોગોના હાથ પગ બંધાઇ ગયાછે. હિન્દુસ્તાનના ફાજલ અગર વધારાના મજૂરો તો ફક્ત જેમને જમીન નથી અને જેઓ છેક અણઘડ છે, તે છે. અને તેઓ કારખાનાના કામને લાયક નથી.

ટુંકામાં, હિદુસ્તાનમાં જે માલ બને છે તેમાં સુધારો કરવામાં

ભારે અડચણ એ છે કે આપણા મજૂરો અજ્ઞાન, અસાહસિક, મંદ, સ્વસન્તુષ્ટ, જૂના રિવાજથી બંધાયલા અને આરામ ચહાનારાછે. અને એટલીજ મુશકેલી, કેળવાયલા જુવાન મદદનિશો કે જેઓ પદ્ધતસર તથા સખ્ત મહેનત કરી શકે એવા અને નિયમિત તથા નિષ્ઠાપૂર્વક કામ કરી શકે એવા મેળવવાની છે.

અને એથી વિશેષ નુકશાંનકારક તો ધન્ધો કરવાની સહુથી ઊંચા પ્રકારની શક્તિની ખોટ અથવા અછત છે. હિન્દુસ્તાનની, ધન્ધો કરનારી પેઢીઓ, ભારે મૂડી છતાં અમુક માણસ ઉપર જ ચાલનારી હોયછે; એક મુખ્ય માણસની ગેરહાજરી અગર મંદવાડ, પેઢીના કામને મંદ કરી નાંખેછે અને એના મરી જવાથી ઘણી વખત આખી પેઢી, જેવી રીતે ઝીતવાની અણી ઉપર આવેલું પણ સેનાપતિના પડવાથી પૂર્વના દેશોનું લશ્કર ન્હાશી જાય છે, તેમ નાશ પામે છે. એથી ઉલટું, ઇંગ્રેજ લોકોની વ્યવસ્થા એવી હોયછે કે એક ઉપર બીજો, બીજા ઉપર ત્રીજો, એમ કામ કરનાર સમર્થ ઉપરી અમલદારોની એક પછી એક અંકોડાની સાંકળ જેવું હોયછે અને તેમાંથી એક જગો ખાલી પડતાં બીજાને પ્રોમોશન ( બઢતી ) આપી તે જગો સહેલાઇથી પૂરવામાં આવેછે.

**મૂડી**—હિન્દુસ્તાનમાં મૂડી એકઠી કરવાનું ધોરણ નબળું છે. સૈકાઓની ગેરવ્યવસ્થા અને અંધાધૂનીને લીધે હિન્દુસ્તાનની પ્રજા ભવિષ્ય માટે બેદરકાર થઈ ગઈ છે અને વધારે દોલત મેળવવા સારૂ સાધારણ કરતાં વધારે શ્રમ કરવાને ખુશી નથી. હિન્દુસ્તાનના ધર્મો પણ, શાન્તિનો અને દુનિયાં તથા તેના આનન્દોની સ્પૃહા ન કરવાનો બોધ કરે છે. તેથી કરી હિન્દુસ્તાનમાં મૂડીની અછત છે અને એ જ અછતને લીધે એની મહાન કુદરતી સંપત્તિ ખીલ્યા વગરની પડી રહીછે. જે થોડી ઘણી મૂડી થોડાઓ પાસે છે તે ઉત્પાદક ધ-

ન્ધામાં નાંખવામાં આવી નથી. ધીરધાર એ હિન્દુસ્તાનના મૂડીવાળાનો લગભગ એક જ ધન્ધો છે, ઉદ્યોગોને પૈસાની મદદ કરવાનો નહિ. અર્થાત, હિન્દુસ્તાનમાં લોકો બહુ ભારે નફા શિવાય નાણું રોકતા નથી. જે પ્રમાણમાં પરદેશી મૂડી હિન્દુસ્તાનમાં આવી છે તે પ્રમાણમાં તેના ઉદ્યોગો ખીલ્યા છે, અને તેની પેદાશ વધી છે. યોગ્ય રીતિએ અને યોગ્ય વસ્તુ અગર ધન્ધામાં મૂડી રોકવી એ હિન્દુસ્તાનની એક મુખ્ય આર્થિક જરૂર છે.

## હિન્દુસ્તાનના ઉદ્યોગો ઉપર સામાન્ય વિવેચન.

"ઉદ્યોગની વૃદ્ધિ તથા મૂડી એકઠી કરવાની કાર્યસાધક ઇચ્છાની હિન્દુસ્તાનને જરૂર છે; તેનાં સાધનો નીચે પ્રમાણે છે:—

(૧) સારી રાજ્યવ્યવસ્થા, મિલકતની સલામતી, મધ્યમ કર, તથા જમીનનો કાયમ ભોગવટો અથવા માલકી.

(૨) લોકની બુદ્ધિ અગર સમજણમાં સુધારો—વહેમોનો નાશ, નવી ઇચ્છાઓ અગર અભિલાષાઓનું ઉદ્દિપન.

(૩) જે મૂડી વધે તેમાંથી વધારે નફો મળે એવા પરદેશી હુન્નર ઉદ્યોગ દાખલ કરવા; અને

(૪) પરદેશી મૂડી, કે જે લોક આગળ ઉત્તેજક દાખલો રજુ કરે છે તથા જેનું વલણ ભવિષ્ય માટે નવી માગણીઓ, અધિક અભિલાષ તથા મહાન વિચાર ઉત્પન્ન કરવાનું છે, તે આણવી."

ઉદ્યોગોના સંબંધમાં એમ છે કે હાથની બનાવટનો માલ એકદમ વધી શકે એમ નથી, અને હિન્દુસ્તાનના મજૂરો યુરોપના

મજૂરો જેવું કામ કરી શકતા ન હોવાથી હિન્દુસ્તાનમાં સંચાથી બનતા માલની પેદાશ ઓછી થાયછે. સામાન્ય રીતે બોલતાં, હિન્દુસ્તાનનાં સંચાના કારખાનાંમાં કામ કરનાર માણસોની મ્હોટામાં મ્હોટી ખામી એ છે કે જે માલ તેઓ તૈયાર કરેછે તેમાં ઉંચી પક્તિનો માલ બનાવવાનું એક જ ધોરણ તેઓ રાખી શકતા નથી. માલ વધારે થવા માંડયો એટલે લગભગ હમેશ એમ જ થવાનું કે તેની જાત હલકી થવાની. આમ થવાનું કારણ, કેટલીક વખત અપ્રમાણિકપણુ હોયછે અને કેટલીક વખત કેળવાયલા મજૂરો વધારે ન મળી શકવાનું હોયછે. પણ તેનો પરિણામ ખરીદદારને બહુ નાખુશ કરનારો તથા હિન્દુસ્તાનના કારીગરોના સારા નામનો નાશ કરનારો છે. ખેતીમાં પણ, મજૂરી બચે એવાં સાધનો અગર યન્ત્રો દાખલ કરવા માટે જે મૂડીની જરૂર છે તેની અછત હોવાને લીધે પેદાશ ઓછી અને મહેનત ઘણી રહેછે. “ખેડુતો કે જેઓ ગુલામગિરી અગર દાસત્વની સ્થિતિમાંથી હમણા જ ગરદન ઉંચી કરી શકયા છે તેઓ પોતાની જૂની ટેવો કાઢી નાંખવામાં મંદ છે અને તેમના માલ માટે જે પરદેશી બજારો ઉઘડયાં છે તેને જોઇતો વધારે માલમ પૂરો પાડવા માટે વિશેષ મહેનત કરવા ઉશકેરાય એમ બહુ લાગતું નથી.” પણ હિન્દુસ્તાનની ખેતીમાં મજૂરી બચાવનાર યન્ત્ર કે ઓજાર માટે બહુ અવકાશ નથી, કારણ કે, એ છૂટી છૂટી ન્હાની ખેતીનો, ગરીબ ખેડુતનો, અને ઘણી સોંઘી મજૂરીનો દેશ છે. હિન્દુસ્તાનની ખેતીના સુધારાની મુખ્ય આશા, (૧) પાણીની નહેરો, (૨) બીજની પસંદગી, તથા (૩) જે ભાગમાં વસ્તી ઓછી હોય તેવા ભાગમાં રેલવે વડે ખેતીના કામ માટે નવી જમીન ઉઘાડવી, એમાં છે. ખાતરની જરૂર પણ થોડી નથી, પણ તે તો ફક્ત પૈસાનો જ સવાલ છે; ખેડુતો તેનો ઉપયોગ ઘણા વખતથી જાણે છે પણ તેનો ઉપયોગ કરવા માટે તેઓ અતિ ગરીબ છે. હિન્દુસ્તાનના ખેડુતો

મંદબુદ્ધિના કે આળસુ નથી પણ સારો પાક ઉત્પન્ન કરવાને અને ખેતીની બાબતમાં કંઈ પણ સુધારો પોતાની પડોશમાં સિદ્ધ થયેલો જુએ તો તે દાખલ કરવાને આતુર હોયછે. આ જ રીતે હિન્દુસ્તાનની ખેતીની પેદાશમાં વધારો થઈ શકે એમ છે.

**ઇંગ્લંડ તથા હિન્દુસ્તાન વચ્ચે તફાવત—**

"ઇંગ્લંડમાં લોકનો ઘણો ભાગ મ્હોટાં શહેરોમાં વસેલો છે... દરેક જણ, ગુજરાન તથા મોજશોખની વસ્તુઓ માટે શહેર ઉપર આધાર રાખે છે......શહેરનું હિત અને શહેરની સમૃદ્ધિ દરેક સ્થળે પ્રાધાન્ય ભોગવે છે. એથી ઉલટું, હિન્દુસ્તાન એ મહાન વિસ્તારવાળો દેશ છે, જ્યાં લોકોનો મ્હોટો ભાગ ખેતી ઉપર જીવે છે, જ્યાં શહેરોની સંખ્યા બહુ જ થોડી છે, અને જ્યાં શહેરી ઉદ્યાગો પ્રમાણમાં કંઈજ નથી. હિન્દુસ્તાનના તમામ દેખાવ ખેતીનો છે." ઇંગ્લંડ અને વેલ્સની વસ્તીના ૭૭ ટકા શહેરમાં રહે છે, (અને એમાના લગભગ ચોથા ભાગના લોકો, દરેક અઢી લાખ ઉપરની વસ્તીવાળા શહેરમાં છે). ત્યારે હિન્દુસ્તાનમાં ફક્ત ૧૦.૭ ટકા શહેરોમાં રહે છે અને શહેરી વસ્તીનો પાંચમો ભાગ એક લાખ કરતાં વધારે માણસની વસ્તીવાળા શહેરમાં છે.

## હિન્દુસ્તાન તથા બીજા દેશોના મુખ્ય ઉદ્યોગોમાં મજૂરીની, કાર્યસાધકતાની, તથા માલ બનાવવામાં થતા ખર્ચની સરખામણી.

રૂમાંથી બનતો માલ—લેન્કેશાયરમાં એક મજૂર અગર કારીગર

હિન્દુસ્તાનના ૭ મીલમજૂર અગર કારીગર જેટલું કામ કરે છે. હિન્દુસ્તાનના રૂના કારખાનાના કારીગરને તેના ઇંગ્રેજ હરીફ કરતાં કેટલાક લાભ છેઃ—(૧) કાચો માલ એટલે કે રૂ તથા તેમાંથી તૈયાર કરેલો માલ (કાપડ સૂતર), એ બન્ને માટેનો બજાર, હિન્દુસ્તાનના મીલવાળાઓની બહુ પાસે છે. એમને એમાંથી એકેને માટે લાવવા લઇજવાનું બમણું નૂર ભરવું પડતું નથી. (૨) હિન્દુસ્તાનમાં મજૂર સોંઘા, પુષ્કળ, તથા અસીલ છે અને (છેક હમણા સુધી) ઇંગ્રેજી મજૂરની માફક હડતાલ પાડવાની ટેવવાળા નથી. પણ તે સાથે કેટલાક ગેરલાભ પણ છેઃ—(૧) હિન્દુસ્તાનમાં મીલ ઉભા કરવાનું ખરચ ઇંગ્લંડ કરતાં ત્રણ ગણુ આવે છે. (૨) હિન્દુસ્તાનમાં, ઈંગ્લંડ કરતાં વધારે વ્યાજે મૂડી ઉભી કરવી પડે છે. (૩) હિન્દુસ્તાનનું રૂ ઘણે ભાગે ટૂંકા તારનું હોવાથી ઝીણું સૂતર કાંતવાના કામ માટે અનુકૂલ નથી. તેથી હિન્દુસ્તાનની મીલો ફક્ત જાડું કાપડ જ ફતેહમંદીથી કાઢી શકેછે. ઝીણા બરના કાપડની બાબતમાં ઈંગ્લંડ કરતાં હિન્દુસ્તાન ઓછું કામ કરી શકે એમ છે.

ખાણનો ઉદ્યોગ—હિન્દુસ્તાનનો દરેક ખાણ ખોદનારો, કોલસાની ખાણમાંથી દર વર્ષે સરાસરી ૮૪ ટન (૪૭૦૪ મણ) કોલસો કાઢે છે, જ્યારે બ્રિટિશ એમ્પાયરના દરેક ખાણ ખોદનારની સરાસરી ૨૮૫ ટન (૧૫૯૬૦ મણ) છે, અને એકલા યુનાઇટેડ કિન્ડમની સરાસરી એથી પણ વિશેષ, એટલે કે, હિન્દુસ્તાન કરતાં પાંચ ગણી છે.

**ખેતી**—ખેડુતના સંબંધમાં જોતાં હિન્દુસ્તાનની ખેતીવાડીની મજૂરી બહુ કાર્યસાધક છે. પરંતુ ખાતરની અછત, સાયન્ટિફિક રીતની ખેતીવાડીનો અભાવ, તથા બીજ પસંદ કરવામાં બેદરકારપણું, એને

લીધે બીજા દેશોની પેદાશ સાથે સરખાવતાં હિન્દુસ્તાનમાં એકર દીઠ પેદાશ બહુ ઓછી થાયછે. "હિન્દુસ્તાનનો સારામાં સારો ખેડુત સરાસરી બ્રિટિશ ખેડુત જેવો જ સારો અને કેટલીક બાબતમાં તો એનાથી પણ ચઢીઆતો છે." હિન્દુસ્તાનનો ખેડુત સખ્ત હવામાં બહુ શ્રમ કરનારો અને ધીરજવાળો હોયછે તથા ખેતીની બાબતમાં જે સુધારો ઉપયોગી નીવડે તે દાખલ કરવામાં ખુશી હોયછે. પણ તે સાદાં અસલી ઓજારો વાપરે છે, જેને લીધે એની સર્વ મજૂરી, યુરોપ કે જ્યાં દરેકને સાયન્સની મદદ છે તેના કરતાં ઓછી ફળદાયક થાયછે.

**ખાંડ**—હિન્દુસ્તાનનો શેરડી પીલવાનો કોલ, અસલી છે અને પૂરો રસ કાઢી શકે એવો નથી. એ ફક્ત, ૫૦ ટકા રસ કાઢી શકે છે, જ્યારે અમેરિકાનાં લોઢાનાં યન્ત્રો ૯૬ ટકા કાઢે છે. તેથી કરી ખાંડ બનાવવાનું સહુથી છેલ્લી શોધનું યન્ત્ર આપણે અહીં દાખલ કરવામાં આવે તો હાલ જેટલી શેરડી અહીં થાયછે તેમાંથી લગભગ બમણી ખાંડ બને, અને ખાંડ બનાવવાનો ખર્ચ એ જ પ્રમાણમાં કમી થાય.

[ આખી દુનિયાંમાં શેરડીના રસમાંથી બનતી ૮૦·૩૪ લાખ ટન ( આશરે ૪૫ કોરડ મણ ) ખાંડ પૈકી ૨૬ થી ૩૦ ટકા યાને ૨૦ થી ૩૦ લાખ ટન ખાંડ હિન્દુસ્તાન બનાવે છે. ]

**હિન્દુસ્તાનની પ્રજામાં પડેલું દ્રવ્ય**—હિન્દુસ્તાનના ચલણની બાબતમાં લખેલા પોતાના પુસ્તકમાં એચ. ડી. મેકલાઉડે કહ્યુંછે કે આ બાબતમાં મ્હોટામાં મ્હોટી સત્તારૂપ ગણાતા પુરૂષોએ હિન્દુસ્તાનની દાટી રાખેલી દોલતની ત્રીસ કરોડ પાઉન્ડ યાને ચાર અબજ પચાસ કરોડ રૂપીઆની આંકણી કરી છે. અને એક આગળ પડતું

આર્થિક પત્ર કહે છે કે હિન્દુસ્તાનમાં દર વર્ષે દાટી રખાતી દોલતની સરાસરી ૧૧૦ લાખ પાઉન્ડ ( સાડી સોળ કરોડ રૂપીઆ ) આવે છે." ટાઇમ્સ પત્ર એ ઉપર વિવેચન કરતાં લખેછે કે મેકલાઉડની ગણત્રી અથવા આંકણી તો ફક્ત દાટેલા સોના પૂરતી જ છે પણ લોકોએ રૂપિયા તથા રૂપાના દાગીના પણ કેટલા મ્હોટા જથામાં દાટયા છે એ એણે ધ્યાનમાં લીધું નથી.

વર્ષે દહાડે હિન્દુસ્તાન ૧૬૦ લાખ પાઉન્ડનું ( ૨૪ કરોડ રૂપિયાનું ) સોનુંરૂપું ખરીદેછે એ ઉપરથી હિન્દુસ્તાનના લોકની દોલત વર્ષે દહાડે કેટલી વધે છે તેનું કંઇક સૂચન થાયછે. ઇબિટસનની ગણત્રી પ્રમાણે હિન્દુસ્તાનની ખેતીવાડીની વાર્ષિક પેદાશ ૩૪૯૦ લાખ પાઉન્ડ એટલે કે ૫ અબજ ૨૩ કરોડ ૫૦ લાખ રૂપિયાની થાય છે. જેમાંથી ૨૯,૪૦,૦૦,૦૦૦ વસ્તીનું પોષણ કરવાનું હોયછે, તેથી આખા હિન્દુસ્તાનની દોલતનો વાર્ષિક વધારો બહુ થોડો રહેછે.

**માણસ દીઠ પેદાશ**—ઇબિટસનની ગણત્રી પ્રમાણે હિન્દુસ્તાનમાં માણસ દીઠ ખેતીની પેદાશ પા. ૧ શીં ૪ (૧૮ રૂપીઆ) થાય છે. મુલહૉલે સને ૧૮૯૧ માં ફક્ત ખેડુતોને જ ધ્યાનમાં લઇ, ખેડુત વસ્તીના માણસ દીઠ ખેતરની પેદાશ સરાસરી ૪૦ રૂપીઆની આંકીછે.

**સરાસરી આવક**—એકંદર અને ચોખ્ખી:—

| | વસ્તી | પ્રજાકીય આવક. |
|---|---|---|
| યુનાઇટેડ કિન્ડમ | ...૪,૨૦,૦૦૦૦૦ | ......૧૭૧૦૦ લાખ પાઉન્ડ... |
| | | માણસ દીઠ આવક. |
| | | ૪૦.૭ પાઉન્ડ ( ૫૦૦.૬ રૂ. ) |
| બ્રિટિશ હિન્દુસ્તાન | ૨૩૧૦૦૦૦૦૦,,... | ૫૮૪૦ લાખપાઉન્ડ (૮૭૬ કરોડ રૂ.) |
| | | ૨.૫ પાઉન્ડ (૩૦.૫ રૂ.) |

સદરહુ આંકડાઓ પૈકી યુનાઇટેડ કિંગ્ડમના, મિ. મની પ્રમાણે, તથા હિન્દુસ્તાનના, મિ. એફ. જે એટકિનસન પ્રમાણે છે.

## હિન્દુસ્તાનમાં બનાવવામાં આવતી વસ્તુઓના ઉદ્યોગોની ખીલવણી.

બ્રિટિશ રાજ્યનું વલણ છૂટા છૂટા ચાલતા ઘરઘરાઉ અથવા ગામડાઉ ઉદ્યોગોને બદલે કંપની અગર કારખાનાની રીતે ચાલે એવું ધોરણ દાખલ કરવાનું છે. હિન્દુસ્તાનમાં આ નવીન ધોરણ ઉપર ઉદ્યોગો દાખલ કરવામાં પહેલ કાઢનાર પ્રથમ યુરોપીઅનો, પછી પારસી, અને તેમની પાછળ થોડા ગુજરાતીઓ થયાછે. છેલ્લાં થોડાં વર્ષોમાં સાંચા કામથી ચાલતાં અને જેમાં સાધારણ મૂડી જોઇએ એવાં કારખાનાં હિન્દુસ્તાનના સર્વ ભાગમાં નીકળ્યાંછે. પરંતુ, એ તમામમાંથી જેટલો માલ નીકળેછે તે ફક્ત હિન્દુસ્તાનના થોડા ભાગની જરૂરિયાત પૂરી પાડેછે. સામાન્ય ખપની લગભગ દરેક ચીજ સ્વદેશી કરતાં પરદેશી બનાવટની બહુ આયાત થાયછે. જેમ વખત જતો જાયછે તેમ હિન્દુસ્તાનમાં બનતી વસ્તુઓ સંખ્યામાં તથા સોંઘવારીમાં વધેછે એ કહેવું દરેક ઉદ્યોગ માટે ખરૂં નથી; દાખલા તરીકે, છોટાનાગપુરનો લોઢાનો ઉદ્યોગ સાયન્ટિફિક રીતિ ઉપર ચલાવ્યા છતાં નિષ્ફળ થયોછે. સંચાથી બનતા કાગળો પણ જો કે બહુ ખપે છે છતાં તેમાં યોગ્ય નફો મળતો નથી, અને સને ૧૮૯૪ થી કાગળ બનાવવાની મીલો ઘટી ગઇછે: અને પરદેશી કાગળોની આયાત કુદકે વધીછે.* જાવાની શેરડીમાંથી ખાંડ બનાવવાની હરી-

---

* સને ૧૯૦૩ માં હિન્દુસ્તાનની કાગળ બનાવવાની મીલોમાં ૫૯ લાખ રૂપીઆના અને સને ૧૯૦૫–૬ માં ફક્ત ૫૧·૮ લાખના કાગળો બન્યા હતા.

કોઈ સ્હામે પણ હાલનાં નવી શોધનાં યન્ત્રોવડે શેરડીમાંથી ખાંડ બનાવવાનો આપણો ઉદ્યોગ પણ નિષ્ફળ થયોછે તો યુરોપખંડમાં બીટ નામનાં કંદમાંથી બનતી ખાંડનું તો કહેવું જ શું? મુંબાઈ ઈલાકાની કાપડસૂતરની મીલોનો ઉદ્યોગ પણ કેટલાંક વર્ષથી પડતી સ્થિતિમાં છે અને બે વર્ષ પહેલાં જ્યારે અર્થશાસ્ત્ર સાથે સંબંધ ન ધરાવતા એવા અમુક રાજ્યકીય કારણથી એને જાગૃતિ મળી તે વખતે તો એ મરણ સ્થિતિમાં હતો.

સામાન્ય રીતે, હિન્દુસ્તાનમાં સાંચા કામથી બનતી વસ્તુઓના ઉદ્યોગોને કેટલાક ગેરલાભ છે:—(૧) સાંચા કામ બહારથી લાવી અહીં ઉભું કરવું, એમાં વખતો વખત સમારકામ કરવું, તથા એક યન્ત્રને ખશેડી બીજું મૂકવું, એ સર્વમાં પુષ્કળ ખરચ થાયછે. (૨) હિન્દુસ્તાનની (દેખીતી સોંઘી છતાં) જોઇએ તેવી કાર્યસાધક નહિ એવી મજૂરી તથા તેને એક સ્થળે એકત્રિત કરવાનો ખરચ થાયછે. (૩) હિન્દુસ્તાનના કારખાંનાવાળા ફક્ત હિન્દુસ્તાનનો જ બજાર ખેડેછે કે જે પ્રમાણમાં ન્હાનો છે. યુરોપના કારખાંનાવાળાઓ આખી દુનિયાંનાં બજારોનો અભ્યાસ કરેછે અને જેટલા દેશોમાં તેઓ પોતાનો માલ પૂરો પાડેછે તેમાંનો હિન્દુસ્તાન તો ફક્ત એક છે. હિન્દુસ્તાનનો બજાર એમના હાથમાંથી જાય તો એમને સહેજ નુકશાન થાય પણ હિન્દુસ્તાનમાં સ્થાપિત થયેલાં હાલના ઉદ્યોગોનો તો એમ થવાથી નાશજ થાય. યુરોપના કારખાંનાવાળાઓ હમેશ એક બીજા સાથે હરીફાઇમાં રહેછે અને માલ બનાવવાનો ખર્ચ કમી થાય એટલા માટે અખંડ સાવધગિરીથી એમનાં ઓજારો તથા કામ કરવાની રીતમાં સુધારો કરેછે. હિન્દુસ્તાનમાં સ્થાપિત થયેલા હાલના ઉદ્યોગોમાં આવી રીતના ઉત્સાહનો અભાવછે, અને તેથી

જે ધન્ધો યુરોપમાં શરૂ કર્યો હોય અને જે માલ થાય તે અહીં કરવામાં આવતાં તે ધન્ધો ઓછો કાર્યસાધક નીવડેછે.

વળી, હિન્દુસ્તાનમાં લોકના સંબંધમાં આવવાની મુશકેલી, કારખાંનાવાળાઓને ભારે અટકાવરૂપ થાયછે. એમાંના ઘણા થોડા, ફરતા આડતિયા અગર એજન્ટો રાખેછે; જૂદે જૂદે સ્થળે માલ વેચવાની એજન્સીઓ હોતી નથી. અને તેથી કરી હિન્દુસ્તાનમાં માલ બનાવનાર કે જેના માલની ગાંમડાના લોકમાં તરત ખપત થાય એમછે તેને એ ઘરાક સાથે સંબંધમાં આવવામાં બહુજ મુશકેલી પડેછે. પણ દહાડે દહાડે વ્યવહારનાં સાધન સોંઘાં થવાથી આ મુશકેલી અથવા ગેરલાભ ઓછો થતો આવેછે.

## પરદેશી મૂડી તથા પરદેશી ઔદ્યોગિક નિપુણતા.

પરદેશી મૂડીની મદદ સિવાય હિન્દુસ્તાનના ઉદ્યોગોનો વિકાસ ક્યારનો અટકી પડ્યો હોત તથા તેની કુદરતી સમૃદ્ધિ ખીલ્યા વિના પડી રહી હોત. પરંતુ હિન્દુસ્તાનને એના કરતાં પણ વધારે ઉપકારક તો પરદેશી ઔદ્યોગિક કુશળતા છે કે જેના વિના દેશી મૂડી ગમે તેવી મ્હોટી છતાં યોગ્ય વેપાર ઉદ્યાગમાં પડી ન હોત. કેટલાક ઉદ્યાગો તથા સુધરેલાં સાધનો, જેવાં કે રેલવે, કોલસાની ખાણો, ચ્હાની ખેતી, સાયન્ટિફિક રીતે ચાલતી સોનાની ખાણો વિગેરે કેવળ યુરોપીઅન સાહસને લીધે જ છે. બીજા ઘણા ઉદ્યાગો, જેવા કે કાપડ-સૂતરની મીલો, કાગળ બનાવવાની મીલો, તથા હાલની બૅન્કો, જેમાં મૂડી દેશી છે, પણ તે સર્વનો કારભાર ઘણેભાગે કેળવાયલા ઇંગ્રેજ એજન્ટોના હાથમાં છે; અને લગભગ દરેક મીલના સાંચાકામની દેખરેખ હુશીઆર યુરોપીઅન યન્ત્રશાસ્ત્રી રાખેછે. યુરોપ કે જ્યાં સૈકાઓનાં

ઔદ્યોગિક કામોને લીધે તથા માનસિક પ્રવૃત્તિ તથા સતત હરીફાઇને લીધે યાન્ત્રિક જ્ઞાન, કાર્યશક્તિ, અને નિયમિત તથા સુવ્યવસ્થિત ટેવો પરિપૂર્ણતાએ પહોચ્યાં છે, ત્યાંથી, હિન્દુસ્તાનના મૂડીવાળાઓને કેળવાયલી ઉદ્યોગકુશળતા ભાડે આણી શકવાના હાલ જે લાભ મળે છે તેની જેટલી ગણના અગર કીમત કરીએ તેટલી ઓછી છે. પરંતુ પરદેશી મૂડી તથા કાર્યનિપુણતાને હિન્દુસ્તાનમાં કામે લગાડવાના કેટલાક **ગેરલાભ** પણ છે:—

(ક) દેશની કુદરતી કાચી દોલત, જે પરદેશીઓને ઘણે ખરે ઠેકાણે કેટલીક અનુકૂળતા અથવા છૂટો સાથે મળી છે તે તેઓની મિલકત થઇ ગઇછે, અને લોકની દોલત તરીકે એટલી હમેશને માટે આપણે ગુમાવી છે. આ કાચી દોલત હમણા જેમ પરદેશીઓથી શોધાય છે તેને બદલે એક બે જમાના સુધી તે એમની એમ પડી રહી હોત અને પછી નવીન જાગૃતિ પામેલ અને ભવિષ્યમાં થનાર ઉંચી કેળવણી પામેલા દેશી ઉદ્યોગિઓથી એનો ઉદ્ધાર થાત તો વધારે સારૂં.

(ખ) હિન્દુસ્તાનમાં યુરોપીઅનોએ જે ઉદ્યોગો સ્થાપ્યા છે તેમાં છેક નીચા દરજ્જાના કામ કરનાર સિવાયના તમામ કામ કરનાર પરદેશી છે અને તેથી કરી દેશીઓને ઉદ્યોગોની ઉંચી શાખાઓની વ્યવહારિક કેળવણી મેળવવાની તક મળતી નથી.

(ગ) દરેક મ્હોટા ઉદ્યોગો, અગર કારખાનામાં, હાલ જે પરદેશી કાર્યપ્રવીણો તથા મેનેજરોને રોકવામાં આવેછે તેઓ થોડા વખતને માટે છે એમ સમજી તેમને ઠેકાણે કાર્યનિપુણ અથવા સમર્થ અને તૈયાર થયેલા દેશીઓ મૂકવા એ આપણો છેવટનો હેતુ હોવો જોઈએ.

## ઔદ્યોગિક શિક્ષણ (ટેકિનકલ કેળવણી.)

ટેકિનકલ કેળવણી અથવા ઔદ્યાગિક શિક્ષણ, અમુક ધન્ધાની વિગતો અથવા બારીકિઓ સાથે સંબંધ ધરાવેછે. ટેકિનકલ અગર વિશિષ્ટ કેળવણીનો મૂળ અને સાદો હેતુ, અમુક ધન્ધાને આવશ્યક શારીરિક ચપળતા તથા યન્ત્રવિદ્યાનાં મૂળતત્ત્વોનું જ્ઞાન આપવાનો હતો. પણ બુદ્ધિમાન છોકરો તો આ બાબતો, ટેકિનકલ કેળવણી આપવાની શાળામાં ( કલાભુવનમાં ) ગયા વિના તે સંબંધી હાથે કામ કરીને પણ જલદીથી શીખી શકે. ખરી ઔદ્યોગિક અથવા ટેકિનકલ કેળવણીનું કામ શકિતઓને ખીલવવાનું છે. એ કેળવણી, (૧) છોકરાને આંખ તથા આંગળીઓના ઉપયોગ ઉપર સામાન્ય કાબુ પ્રાપ્ત કરી આપે છે, તથા (૨) કુશળતા અને જ્ઞાન તથા વસ્તુનું શોધન કરવાની પદ્ધતિ અથવા રીતો જે અમુક ધન્ધાઓમાં ઉપયોગી છે પણ જે માત્ર હાથે કામ કરવાથી શીખી શકાતાં નથી તે પ્રાપ્ત કરી આપે છે. કામ કરવાની વ્યવહારોપયોગી સ્વાભાવિક બુદ્ધિ, હુન્નરઉદ્યાગનાં સારાં કારખાંનામાં યુવાવસ્થા કાઢવાથી પ્રાપ્ત થાય છે, પણ ઉંચા પ્રકારનો માલ બનાવવામાં તો આવી બુદ્ધિને સાયન્ટિફિક કેળવણીથી દઢ અથવા મજબુત કરવી જોઇએ તથા સુધારવી જોઇએ. ઉંચા પ્રકારનો માલ બનાવવાની આ ઉંચી શાખામાં જર્મનીના લોકો અજાયબી પમાડે એવા આગળ વધ્યા છે, અને તે ખાસ કરીને રસાયન શાસ્ત્રમાં, અને તે તેમના મધ્યમ વર્ગના લોકો તથા કામ કરનાર જાતોમાં શાસ્ત્રીય જ્ઞાનનો ફેલાવો કરવાથી.

ઉતરતા દરજ્જાના ઘણા ઉદ્યાગો વગર કેળવાયલા કારીગરોથી બહુ સારી રીતે થઈ શકે છે અને તેમની બાબતમાં ઉંચી કેળવણીનો લાભ સીધી રીતે કામનો થતો નથી, પણ એમાં પણ કાર્યસાધકતાની

આડકતરી રીતે વૃદ્ધિ બહુ થાયછે, કારણ કે મજૂર જ્યારે કેળવાયલો હોયછે ત્યારે તે વધારે બુદ્ધિવાળો, ભરૂસો મૂકવા લાયક અને જીજ્ઞાસુ થાયછે. દરેક પ્રજામાં ઉત્તમ પ્રકારની કુદરતી શક્તિવાળા ઘણાખરા માણસો, કામ અગર મજૂરી કરનાર વર્ગમાંથી ઉત્પન્ન થાયછે; પણ હાવી શક્તિ જેનામાં હોય તે હવે ખીલવવામાં આવતી નથી અને તેથી યોગ્ય કેળવણીના અભાવે પ્રજામાંથી તેવી શક્તિ લુપ્ત થાયછે, એટલે કે હલકી જાતમાં ઉત્પન્ન થયેલ વિલક્ષણ બુદ્ધિવાળો મનુષ્ય હલકા પ્રકારના કામમાં પોતાની જીંદગી પૂરી કરે છે, અને એ પ્રમાણે પ્રજામાં ગુપ્ત રહેલી શક્તિ વૃથા જાયછે.

## હિન્દુસ્તાનમાં હુન્નરઉદ્યોગના શિક્ષણની દેશી રીત.

હિન્દુસ્તાનનું બાળક પોતાના બાપદાદાનો ધન્ધો અગર હુન્નર ઉદ્યાગ તેના પિતા પાસેથી શીખેછે, અથવા તો તેને કોઈ હુંશીઆર કારીગર કે જે હમેશ પોતાની જાતનો અને ઘણું કરીને તેનો સગો હોયછે તેને ત્યાં શીખવા મૂકવામાં આવેછે. કારીગરો કામ કરતા હોય તે વખતે તે બરાબર ધ્યાન રાખી પોતાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને તુર્ત યોગ્ય રીતે ઓજાર વાપરતાં શીખેછે; પછી તેના ગુરૂ અગર શીખવનાર મારફત થોડી થોડી રોજી મળવાનું શરૂ થાયછે અને જેમ જેમ વય અને હુંશીઆરીમાં તે વધેછે તેમ તેમ તેનું શિક્ષણ પૂરૂં થતા સુધી એની રોજી પણ વધેછે. શિક્ષણની આ પદ્ધતિ, આગળના વખતમાં, ટેક્નિકલ યા ઔદ્યોગિક કેળવણીનું ઉત્તમ સાધન હતું, અને તે સુતાર, મોચી, ઇત્યાદિમાં હજી પણ ચાલે છે. પણ હાલની ટેક્નિકલ અથવા ઔદ્યોગિક શાળાની કેળવણીથી, એમાં રહેલી ખામીઓ પૂરી ન થાય ત્યાં સુધી ઉપર પ્રમાણેની ગુરૂપદ્ધતિ પ્રમાણેની કેળવણીથી તો ફક્ત પ્રાચીન રીતનું જ જ્ઞાન થાયછે અને તેથી આગળ વધવા

તરફ વલણ થતું નથી. આ કારણથી હિન્દુસ્તાનની બનાવટના માલને ઠેકાણે પરદેશી બનાવટની વસ્તુઓ અગર માલ ઝપાટાબંધ આવતો જાયછે અને હિન્દુસ્તાનના કંગાલ થઈ ગયેલા કારીગરોનો માલ દહાડે દહાડે ઉતરતા પ્રકારનો થતો જાયછે.

જ્ઞાતિથી વંશપરંપરા બુદ્ધિ અગર હુનર–ઉદ્યોગનું જ્ઞાન બેશક ઉતરી આવે છે, પણ તેને લીધે (૧) કલાભુવન અગર ટેકિનકલ શાળામાં વિદ્યાર્થિઓ પણ આવવામાં અડચણ આવેછે, તથા (૨) નાતના ઘરડાઓ પોતાના બાપદાદા કરતાં ડાહ્યા થવાની ના પાડતા હોવાથી નવા જ્ઞાન તથા નવાં ઓજારો તરફ વાંકી દૃષ્ટિથી જુએછે. પરંતુ માલ બનાવવાની હાલની યુરોપીઅન રીતો તથા સુધરેલાં ઓજારો દાખલ કરવાની મુશકેલી દૂર ન થઈ શકે એવી નથી. જો નવું ઓજાર અગર યન્ત્ર જોઇએ તેવું સોધું તથા તેનાથી ઉંચા પ્રકારનું કામ થઈ શકેછે એવી સાબીતી તેની નજર આગળ થાય તો હિન્દુસ્તાનનો કારીગર તે વાપરવાને તૈયાર છે.

## હિન્દુસ્તાનમાં ઔદ્યોગિક શિક્ષણ અથવા ટેકિનકલ કેળવણી.

હિન્દુસ્તાનના ઉદ્યોગોની ખીલવણીમાં મુખ્ય અડચણ બુદ્ધિ અને ક્રિયા છૂટાં પડી ગયાં છે–એ વચ્ચે અંતરાય પડી ગયો છે–એ છે. બુદ્ધિમાન જ્ઞાતિઓ, હાથે કામ કરવાનું નાપસંદ કરેછે અને સાહિત્યની કેળવણી° પાછળ દોડેછે. ત્યારે કારીગર જાતો પોતાના જૂના ચીલામાં ચાલવામાં જ સન્તોષ માનેછે અને સહેજ પણ વિદ્યાની કેળવણી કે જે વિના બુદ્ધિની ખીલવણી અશક્ય છે તે નાપસંદ કરેછે. અને તેથી તેમનામાં કોઈ કળા અગર હુન્નરવિદ્યામાં વિલક્ષણ બુદ્ધિવાળો મનુષ્ય હોય તો તે નકામો થાયછે. હિન્દુસ્તાનમાં ટેકિનકલ કેળવણીની શરૂઆતો એક સરખી રીતે નિષ્ફળ થઈ છે.

અને તે ભૂલ ભરેલી નીતિ અગર રીતિનું પરિણામ છે. ઉંચા પ્રકારની કળા અથવા સામાન્ય કેળવણી માટે શ્રમ કર્યા વગર, સાધારણ કારીગરોની વ્યવહારૂ બુદ્ધિ ખીલવવાનો યત્ન કરવાને બદલે અને તેમની યાન્ત્રિક બુદ્ધિ સુધારવાને બદલે તે સંબંધી અતિષય સાહિત્યની કેળવણી, ટેકિનકલ શાળાઓમાં દાખલ કરવામાં આવ્યાથી કારીગર વર્ગના બાળકો પાછા હઠી ગયા. અને ગૃહસ્થ વર્ગના થોડા છોકરાઓ જે એમાં દાખલ થયા તેઓએ, યન્ત્રવિદ્યાનું જ્ઞાન લેશ પણ લીધા વિના માત્ર એ બાબતના સાહિત્યની અગર વિદ્વત્તાવાળી કેળવણી પ્રાપ્ત કરી. નીચલા વર્ગની ટેકિનકલ શાળાઓમાં ઓજારોનો ઉપયોગ કરવાની તથા હાથે કામ કરવાની બાબતને અગત્યમાં અગત્યની વસ્તુ બનાવવી જોઇએ. પણ બુદ્ધિમાન ( ઉંચી ) જાતોના છોકરા, શારીરિક મહેનતવાળી જીંદગી ગુજારવાને તૈયાર નથી અને જો કે તેઓ ટેકિનકલ શાળા અગર કલાભુવનમાં દાખલ થાયછે પણ જ્યારે તેઓ તે છોડેછે ત્યારે તેમનો ઉત્સાહ જતો રહેછે. આ પ્રમાણે હિન્દુસ્તાનમાં શરૂ થયેલી લગભગ તમામ કહેવાતી ટેકિનકલ શાળાઓ માત્ર માપણી અગર મોજણીનું કામ શીખવેછે અને કારીગરને બદલે અમીન બનાવેછે. તેઓ માત્ર નામના ટેકિનકલ જ્ઞાનના જાણીતા છે અને તે શીખવાનો યત્ન પણ કરતા નથી; તેથી દેશની ઔદ્યોગિક ખીલવણી ઉપર તેમની અસર થતી નથી.

સહુથી ફતેહમંદ ગોઠવણ, ટેકિનકલ શાળાના બે વર્ગ કરવા એ છેઃ—

( ૧ ) કારીગરોને તેમના બાપદાદાના હુન્નરમાં સુધારો કરવા માટે તથા હાલનાં સુધરેલાં યુરોપીઅન ઓજારોનો ઉપયોગ કરતાં શીખવા માટે નીચલો વર્ગ, તથા,

( ૨ ) હુન્નરકળામાં તથા નવા હુન્નરોની શોધ કરવામાં ઉંચી બુદ્ધિવાળા છોકરાઓની કેળવણી માટે ઉંચો વર્ગ.

( અ ) ઉપર બતાવેલા નીચલા વર્ગ માટે થોડા જુવાન છોક-

રાઓને પસંદ કરવા જોઇએ અને તેમની જ્ઞાતિના ખાસ હુન્નરો અગર ઉદ્યોગો તેમને શીખવવા જોઇએ, પણ તે હાલની નવીન પદ્ધતિ પ્રમાણે. અને ત્યાર પછી તેમને ફક્ત તેમના જ્ઞાતિ ભાઇઓમાંજ તેમના નવા જ્ઞાનનો પ્રસાર કરવા શિક્ષકો તરીકે મોકલી દેવા જોઇએ. મ્હોટાં શહેરોમાં, એક જ્ઞાતિ માટે એક ટેક્નિકલ શાળા હોય અને તેમાં તે જ્ઞાતિમાં ચાલતો હુન્નર–ઉદ્યોગ શીખવવામાં આવે તો તે આબાદ થાય, પણ તેનો શિક્ષક તે ત્યાંનોજ રહીશ અને તે જ્ઞાતિનો માણસ હોવો જોઇએ, કારણ કે પરદેશી અગર પારકા માણસને લીધે શીખનાર આવતા નથી. આવા શિક્ષકનું જ્ઞાન પૂર્ણ રીતે હાલની તરેહનું ન હોય તો ચાલે, પણ તેને પરદેશ શીખી આવેલા ખાસ શિક્ષકોની મદદ જોઇએ. પરંતુ તેઓએ તેને પોતાના હાથ નીચેનો કરી ન નાંખવો જોઇએ. આ નીચલા વર્ગની શાળામાં સાહિત્યની કેળવણી લગભગ બિલકુલ કાઢી નાંખવી જોઇએ. નહિ તો કારીગર વર્ગના છોકરાઓ તેમાં રહેશે નહિ. છોકરાઓએ ફક્ત આંકડાઓ તથા નામો વાંચતાં, સાધારણ હિસાબ કરતાં અને ભૂમિતિના સાદામાં સાદા સિદ્ધાન્તો શીખવા જોઇએ. અને હાથનો હુન્નર, ઓજારોનો ઉપયોગ, તથા ઓજારોની સંભાળને શિક્ષણના મુખ્ય વિષયો બનાવવા જોઇએ. "જેઓ લખી વાંચી શકતા નથી તેમને પણ હુન્નર–ઉદ્યોગની સંગીન કેળવણી આપી શકાય છે," (દાખલા તરીકે, રેલવેની વર્કશોપ અથવા કારખાંનાંઓમાં કેળવાયલા આપણા કારીગરો અભણ છતાં ઉંચા પ્રકારનું કામ કરે છે.°) " એ યાદ રાખવું જોઇએ કે હિન્દુસ્તાનનો કારીગર એક જમાનામાં નવું જ્ઞાન બહુ થોડું પ્રાપ્ત કરી શકે છે." અને તેથી આવી ટેક્નિકલ અગર ઔદ્યોગિક શાળાઓમાં શીખવેલું વાંચન તથા લેખન છોકરાઓ તરત ભૂલી જાયછે કારણ કે તેમના રોજના કામમાં તેનો ઉપયોગ હોતો નથી. આવું નિરૂપયોગી જ્ઞાન છોડી દેવું જોઇએ અને વધારે જરૂરની વસ્તુઓ શીખવવામાં વખ-

તનો ઉપયોગ કરવો જોઇએ. હાલી શાળામાં છોકરાઓમાં ઉંચા પ્રકારની સૌન્દર્યદૃષ્ટિ કે શોધકબુદ્ધિ ખીલવવાનો યત્ન કરવો, એ શક્તિનો નકામો વ્યય છે. તેઓને તેમનાં અસલી ઓજારો તથા મધ્ય કાળની (મુસલમાંની સમયની) ટેવો છોડી દેવાનું, અને તેને બદલે હાલની રીતો, નિયમિત ટેવો, તથા સુધરેલાં ઓજારોનો ઉપયોગ કરવાનું શીખવવું જોઇએ, કે જે તેમને ભણેલા બનાવ્યા વગર તેમની કામ કરવાની શક્તિને બમણી બનાવશે.

(બ) આથી ઉંચા દરજ્જા અગર વર્ગની, વિવિધકળાશિક્ષણ (પોલીટેક્નિક) શાળા છે, જેમાં નીચેના દરજ્જાની શાળાના સહુથી સારા નીવડે એવા છોકરાઓને મોકલવા જોઇએ અને તેમને સ્કોલર-શીપો (શીષ્ય વૃત્તિ) આપવી જોઇએ. ફક્ત આ પ્રમાણે જ પ્રજામાંથી હુન્નરકળા અગર યાન્ત્રિકકળા સંબંધી ગૂઢ રહેલી અપૂર્વ બુદ્ધિ ધારણ કરનારો કોઈ બહાર નીકળી આવશે. આટલું છતાં જ્ઞાતિ બંધારણ–ખાસ કરીને દરેક જ્ઞાતિના વધારે બુદ્ધિવાળા માણસોમાં–એટલું બધું સખ્ત નથી. જો કે કેટલીક વિવિધકલા સંસ્થાઓ યાન્ત્રિકવિદ્યા કરતાં કળાઓનું જ્ઞાન આપે છે છતાં હિન્દુ સ્તાનમાં તે સારી રીતે ચાલે છે; દાખલા તરીકે, લાહોર, જયપૂર, મદ્રાસ, પૂના તથા મુંબાઈની આર્ટસ્કૂલો અને વડોદરાનું કલાભુવન.

હિન્દુસ્તાનની મ્હોટી મથકવાર સેન્ટ્રલ તુરંગો, તથા ન્હાની ઉમ્મરના ગુન્હેગારોને તુરંગને બદલે જે બીજા સ્થાનોમાં રાખી વિવિધ ઉદ્યાગો શીખવવામાં આવેછે તે સ્થાનો, હાલના જમાનાની રીતિ પ્રમાણેની ટેક્નિકલ કેળવણી આપવાનાં સહુથી ઉત્તમ સ્થાન છે. પણ એમાંથી છૂટા થયેલાઓમાંથી કમનસીબે બહુ થોડાજ, પોતે જે ધન્ધો ત્યાં શીખ્યા હોયછે તે બહાર આવ્યા પછી ચલાવેછે. શું આમ થવાનું કારણ હાલના જમાનાનાં ઓજારો ખરીદ કરવાની તેમની અશક્તિ છે?

# પ્રકરણ ૬ ઠું.



## વ્હેંચણી અથવા વિભાગ.

### જમીનભાડું અથવા સાંથ ઉપર રિવાજની અસર.

બીજા ઉદ્યોગો કરતાં ખેતી વાડીની બાબતમાં રિવાજ અથવા રૂઢિની અસર બહુ મજબૂત હોયછે. "ઇંગ્લન્ડ જેવા સર્વથી મ્હોટા હરીફાઇવાળા દેશમાં પણ ખેતીની સ્થિતિ, છૂટથી ચાલતી હરીફાઈ સ્હામે મજબૂત અટકાવ કરે છે," તો હિન્દુસ્તાંનમાં તો એમ વધારે હોવું જ જોઇએ. "રિવાજ એ નબળા મનુષ્યનું, જબરા સ્હામે બહુ મજબૂત રક્ષણ છે. રિવાજ એ એક એવી આડ છે કે જેને જુલમ પણ અમુક હદ સુધી માન આપેછે." નિર્બળ અને બ્હીકણ પ્રજામાં સહુથી જબરો માણસ કાયદો કરેછે, પણ તેને અમલમાં મૂકતાં તે શિથિલ કરે છે, અને કાયદો આમ ઘણીવાર શિથિલ થતાં તેમાંથી રિવાજ બંધાય છે, અને રિવાજમાંથી હક થાય છે. સર્વથી અર્વાચીન અને સુધરેલી પ્રજા સિવાય, સર્વ પ્રજામાં, ખેડુત, જમીનના માલિકને જે સાંથ અગર જમીનભાડું આપેછે તેનું પ્રમાણ દેશના ચાલતા આવેલા રિવાજથી નક્કી થયેલું હોયછે. ફક્ત હાલના જ વખતમાં અને તે બહુ આગળ વધેલા દેશોમાં જ, જમીન સાંથે ખેડવા આપવાની બાબતમાં હરીફાઈ ચાલેછે. હિન્દુસ્તાનમાં જે ખેડુતને જમીન વાવવા આપી હોય તે જ્યાં સુધી ચાલતા રિવાજ અગર વહિવટ મુજબ

એણે જે પ્રમાણે કરવું અથવા વર્તવું જોઇએ તે પ્રમાણે કરે ત્યાં સુધી તેને એ જમીન વાવવાનો હક છે એમ સાધારણ રીતે ગણાયછે. આવા ખેડુતને જમીનનો માલિક પોતાની મરજી પ્રમાણે રાખે અથવા કાઢે અથવા તો ગણોતપટા અગર સાંથના દસ્તાવેજની રૂએ જ એ એનો ખેડુત છે એમ ગણાતું નથીઃ રિવાજ અથવા વહિવટ પ્રમાણે જ્યાં સુધી એ સાંથ આપ્યા કરેછે ત્યાં સુધી એ તેની જમીન વાવવાનો હકદાર ગણાયછે. સ્વચ્છન્દી અથવા આપઅખ્તિયાર રાજ્યકર્તાના વખતમાં પણ વિઘોટી, એમ દેખીતી રીતે વધારવામાં આવતી નહોતી, પણ જૂદાં જૂદાં નામનાં તથા જૂદા બહાનાનાં લ્હેણાં જેને **અબવાબ** કહેતા (અને જે કેટલીક વખત ૪૦ તરેહનાં હતાં) તેવાં લ્હેણાં કાઢી જમીનદાર પાસેથી વધારે પૈસા કઢાવવામાં આવતા. આ ઉપરથી સિદ્ધ થાયછે કે રિવાજ અથવા રૂઢિ પ્રમાણે ચાલી આવતી સાંથના દરમાં ફેરફાર કરતાં જમીનદારને પણ શરમ પડતી અને તેથી તે પોતાની જમીન વાવનાર ખેડુત પાસેથી, આડકતરી રીતે વિશેષ પૈસા લેતો. એક વખત હિન્દુસ્તાનમાં યોગ્ય હદમાં ખરી વહિવટી સાંથ હતી, અને જમીન ઉપર વાવનાર ખેડુતનો હક ગણાતો. પણ બ્રિટિશ સરકારે વસ્તુને સરળ કરી નાંખવાના પ્રેમથી વિઘોટી અથવા મહેસૂલને રાજા પ્રજા વચ્ચે યથેચ્છ અથવા કંઈ નહિ તો વિશેષ કરારની વસ્તુ બનાવી જૂદી જૂદી વિઘોટીને એક કરી નાંખી છે. અને આ પ્રમાણે રિવાજ, રૂઢિ, અગર ચાલતા આવેલા વહિવટની સત્તાને તોડી નાંખવામાં આવી છે.

ઘણાખરા પાછળ રહી ગયેલા દેશોમાં મિલકત ઉપરના તમામ હક, અમુક કાયદા તથા દસ્તાવેજ કરતાં એક બીજાની અંદર અંદરની સામાન્ય સમજણ અથવા બોલી ઉપર આધાર રાખેછે. ખરી રીતે જમીન એ કોઈ એક વ્યક્તિ કે માણસની મિલકત નહિ પણ આખા

સમાજ અગર સમૂહની મિલકત છે, કે જે સમૂહનો એક મેમ્બર અથવા ભાગીઓ (એટલે કે સરકાર અથવા જમીનદાર,) ઉંઘતો ભાગીયો છે, અને બીજો (એટલે કે ખેડુત,) કામ કરતો ભાગીઓ છે. કામ કરતો ભાગીઓ (ખેડુત) જે વસુલ આપેછે તે આર્થિક વિઘોટી નહિ જ, પણ સમગ્ર ઉત્પન્નનો ભાગ છે કે જે સદરહુ સમાજના વગર લખ્યા-વગર બાંધ્યા-બંધારણની રૂએ આપવાને તે બંધાયો છે. જ્યાં સુધી ફેરવી ન શકાય એવા રિવાજ અથવા કાયદા પ્રમાણે આ વિઘો-ટીઓ અથવા મહેસૂલનું નિયન્ત્રણ અથવા વ્યવસ્થા ચાલે છે ત્યાં સુધી રિકાર્ડોનો વિઘોટી સંબંધી સિદ્ધાન્ત લાગુ પડતો નથી.

હિન્દુસ્તાનના પ્રાચીન જમીનના ભોગવટાને એકલા રિવાજની અસર થઈ, અને દેશના પાછળ પડી ગયેલા ભાગોમાં હજી તેની સત્તા નિર્વિવાદ છે. જમીનદાર અને ખેતર વાવનાર ખેડુત વચ્ચે ભાગીઆપણાની સરતો એવા શબ્દોમાં થતી કે જે શબ્દો અથવા સરતોની યોગ્ય વ્યાખ્યા તથા માપ ભાગ્યે આપી શકાય. જમીનદા-રના ભાગમાં સાંથ અગર વિઘોટી ઉપરાંત ખેડુત તરફથી કેટલીક મજૂરી, લ્હેણાં, વેરા તથા બક્ષિસ અગર નજરાણા પણ આવતા અને આ દરેક બાબતની જે રકમ જમીનદારને મળતી તે હમેશ એક જ નહિ પણ જૂદા જૂદા સમયની, જૂદા જૂદા ઠેકાણાની, અને જૂદાં જૂદા જમીનદારની જૂદી જૂદી હતી. રિવાજ પ્રમાણેની નામની સાંથ અથવા વિઘોટી એની એ રહેતી અને આ બીજા કર અથવા વેરા વધારવા ઘટાડવામાં આવતા. છતાં “ રિવાજે, આવા ફેરફારોને સમારી સીધા કર્યા અને ખેડુતોને બચાવ્યા.” સાંથ ઉપરાંત ખેડુત પાસેથી લેવાના બીજા કર, વેરા, નજરાણા, વગેરે જે સામાન્ય અથવા હમેશના તરીકે ગણાતા હતા તેમાં જમીનદાર તરફથી એકદમ અને અતિશય વધારો કરવાના યત્ન સ્હામે લોક લાગણીએ અટકાવ કર્યો.

અને ઘણીવાર સાંથનો દર લાંબા વખત સુધી કાયમ રહ્યો; રિવાજ અને લોકમતથી, ખેડુત, જમીનનો એક જાતનો ભાગીદાર થયો. બંગાળાના જે ભાગમાં વસ્તીમાં બહુ ફેરફાર નથી અને જ્યાંની પોલિસ મજબુત અને પ્રમાણિક છે ત્યાં ખેડુત ફક્ત ખેતીની પેદાશના વધારામાંથી રિવાજ પ્રમાણે આવતો ભાગ જ આપે છે, એટલે કે, જમીનદારને એ જે આપેછે તે મહેસૂલ નહિ જ પણ એક પેઢીના બે ભાગીઆ વચ્ચે વહેંચાયલો ખરેખર નફો જ છે.

## રિવાજ શી રીતે તુટ્યો:—

રિવાજ, એ પ્રથમ દષ્ટિએ દેખાયછે તે કરતાં વધારે ફેરવી શકાય એવી વસ્તુ છે. એક પછી એક આવતા જમાનાઓની બદલાતી જરૂરિયાતોને અનુકૂળ થવા, રિવાજો, ન જણાય એવી રીતે ઉત્પન્ન થાયછે અને પાછા ક્ષીણ થાયછે. હાલના ઇંગ્લન્ડમાં પણ જમીનભાડું અગર સાંથ કેટલીક વખત જમીનની ખરી કીમતના ફેરફારને અનુસરતી નથી, અને કવચિત અનુસરે છે ત્યારે પણ તે મોઘમ અને અજાણતાં; દાખલા તરીકે, ઇંગ્લન્ડનો જમીનદાર કે જેનો ખેડુત દઢ હોય છે તે ખેડુતને પણ રાખવા માટે જે કરાર અથવા દસ્તાવેજ તે કરે છે તેમાં ન લખેલી અથવા ન દર્શાવેલી એવી ઘણી વસ્તુ અથવા બાબત તેને કરવી પડેછે; આમ જ્યારે એનું જમીનભાડું અથવા સાંથ કાયમ રહે છે ત્યારે ખરી કીમત ઓછી થાયછે. :તેમ, ( આગળના વખતમાં લઢાઇઓની માફક ) હિન્દુસ્તાનમાં પણ હાલના વખતમાં દુકાળો, સારા—ફળદ્રુપ—ભાગોને પણ પાયમાલ કરે અને તેમ થવાથી જમીનદારોને ખેડુતો શોધવાની હરીફાઇમાં ઉતરવું પડેછે અને તેઓ ફરથી આવે તથા ફરી પોતાની

જમીનમાં આવવા લલચાય તે માટે બહુ અનુકૂળ સરતો તેમના આગળ તેઓને ધરવી પડે છે. આવી રીતે આવા દરેક અસાધારણ બનાવના સમયમાં આગલા રિવાજનું કાયમપણું તૂટેછે. બીજું, આ પ્રકરણના પહેલા પેરેગ્રાફમાં બતાવ્યા પ્રમાણે તેનું બળ બ્રિટિશ કાયદાથી વારંવાર તોડવામાં આવ્યું છે.

ટુંકામાં, સાંથ અગર જમીનભાડું, એ રિવાજ, હરીફાઈ અને કાયદો એ ત્રણ તરેહનાં બળની એક બીજાની આન્તરક્રિયા અગર અમલ ઉપર આધાર રાખે છે. બ્રિટિશ રાજ્યના શરૂઆતના દિવસોમાં, રિવાજ એ સર્વ સ્થળે સર્વોપરી હતો, અને હજી પણ હરીફાઇનું બળ જોઇએ તેવું નથી, ઓછું છે; (દાખલા તરીકે વસ્તુની કીમત અથવા ભાવો વધવાથી જમીનભાડું અગર સાંથમાં તરત વધારો થતો નથી.) હિન્દુસ્તાનનો ભોંયભાડા અગર વિઘોટી સંબંધી કાયદો, રિવાજના પાઇઆ ઉપર રચાયો છે અને રિવાજ પ્રમાણે ખેડુતના હક જમીનદારની વિરૂદ્ધ છે એ માન્ય રાખી હરીફાઇના બળને યોગ્ય હદમાં રાખે છે. તેથી, રિવાજ, એ ઘણેભાગે હિન્દુસ્તાનની જમીનની સાંથ અગર ભોંયભાડાનો પાઇઓ છે. છતાં મ્હોટાં શહેરો નજીક આવેલી મકાન બાંધવા લાયક જમીન તથા શાકભાજીની વાડીઓની જમીનનું ભાડું અગર સાંથ નક્કી કરવામાં હરીફાઇનું બળ બહુ ચાલેછે.

## હિન્દુસ્તાનમાં ભોંયભાડું અગર સાંથ ઉપર સરકારી માલકીની અસર.

ખેતીની પેદાશની કીમતમાં, આર્થિક સાંથ, અર્થાત અમુક જમીનમાં પાક ઉત્પન્ન કરવાની શક્તિ કેટલી છે તે પ્રમાણે નક્કી કરેલી સાંથ,

એ તત્ત્વ નથી, પરંતુ સરકારે ઠરાવેલો જમીનનો એક જ દર, એ તત્ત્વ છે. હિન્દુસ્તાનના ઘણાખરા ભાગોમાં, જમીનની એકલી માલિક સરકાર છે, અને એમ હોવાથી, જેમ જૂદા જૂદા માલિક અગર જમીનદારો હોય ને જેવી હરીફાઈ થાય તેવી હરીફાઈ થઈ શકતી નથી. અર્થાત, સરકારી મહેસૂલ એ પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવેલા મહેસૂલ જેવું છે, અને જો કે તે જમીન ઉપરનો કર કહેવાય છે પણ તે હમેશ જમીનના ખરા કસ ઉપરનો કર નથી પણ ઘણાખરા દાખલામાં તો ખેડુતના નફા અને મહેનત ઉપરનો કર છે. હિન્દુસ્તાનમાં જમીનની માલિક સરકાર હોવાના ગેરફાયદા નીચે પ્રમાણે છેઃ—

૧. મહેસૂલ ઠરાવવાની સત્તા એકલાના જ હાથમાં છે. અર્થાત, સરકારને યોગ્ય લાગે તે પ્રમાણે તે ઠરાવેછે.

૨. મહેસૂલ ઠરાવતી વખત સ્થાનિક રિવાજ અથવા વહિવટને ઘણી વાર કોરે મૂકવામાં આવેછે. કારણ કે સરકારી મહેસૂલ ઠરાવવાનું કામ જોઇએ તે કરતાં વધારે વ્યવસ્થાવાળું અને બહુ જ યન્ત્રની માફક ચાલનારૂં હોયછે.

૩. સરકારી મહેસૂલમાં સ્થિતિસ્થાપકપણાનો, અર્થાત, જ્યારે, જ્યાં અને જેટલો જોઇએ તેટલો તેમાં વધારો ઘટાડો કરી શકાય તેવા ગુણનો, તથા ખેડુતો સાથે જાતસંબંધનો અભાવ હોયછે, કે જે બન્ને, હિન્દુસ્તાન જેવા એક પાછળ પડી ગયેલા ખેતીના દેશમાં બહુ અગત્યનાં છે.

૪. સરકાર સાક્ષાત ન હોવાથી તથા તેના અમલદારો હમેશ એક ઠેકાણેથી બીજે ઠેકાણે બદલાતા રહેતા હોવાથી ઇંગ્લન્ડના લોક-

મત જેવા બળ શિવાય જમીનની મહેસૂલના ગેરવાજબી વધારા સ્હાંમે કાંઈ રક્ષણ હોતું નથી, તથા ખેડુતની સ્થિતિ સુધારવાનો માર્ગ હોતો નથી.*

સર્વ હક સરકારના એકલાના જ હાથમાં હોવાથી ખરાબમાં ખરાબ જમીનનું વાવેતર થાય તેમાંથી, તેમ જ ઈનામી જમીન વગર વાવે પડી રહી હોય તેમાંથી પણ, તે વિઘોટી લઈ શકે છે કારણ કે, સરકારી વિઘોટી, અમુક આખા પ્રદેશ અથવા ભાગ ઉપર અને આખી (૨૦ અગર ૩૦ વર્ષની) મુદત સુધીની ઠરાવેલી હોય છે અને તે દર વર્ષે જે ખેતરમાં જેટલું પાકે તથા ખેડુતને જે ખરેખરો નફો થાય તે પ્રમાણે ફરતી નથી.

સરકાર, પ્રથમ, જમીનની મહેસૂલ તરીકે તેની ખરી સાંથ અગર પેદાશના સેંકડે ૯૦ ટકા લેતી. પણ ઈંગ્લન્ડના લોકમતની અસરથી ધીમે ધીમે તે જમીનની કીમતના ૫૦ ટકા જેટલી ઓછી કરી નાંખવામાં આવીછે. અને બાકી રહેલા આશરે ૫૦ ટકા, જમીનના માલિકને ચોખ્ખી સાંથ અગર ભોંયભાડા તરીકે ભોગવવા રાખ્યા છે. આ પ્રમાણે, હિન્દુસ્તાનની સાંથ અગર વિઘોટી એ સરકારે જમીનના માલિકો માટે છોડી દીધેલો જમીનના નફાનો ભાગ છે—જ્યારે બીજા દેશોમાં એથી ઉલટું, એટલે કે જમીનમહેસૂલ એ જમીનના માલિકોની પેદાશ અગર વિઘોટીમાંથી સરકારને આપેલો ભાગ છે.

---

* ઈલ્લાકાના મુખ્ય અધિપતિની—ગવર્નર સાહેબની—દયાળુ ઈચ્છાઓ છતાં, સ્થાનિક અમલદારોની સખ્તાઇને લીધે ગુજરાતના ખેડુતોનાં કષ્ટ માટે, મિ. મેકોનોકી આઈ. સી. એસ. સાહેબે કરેલી તપાસ કે જેમાં ઓ. ગોકળદાસ કા. પારેખે ખેડુતો તરફથી જબરી લડત ચલાવી હતી, તેનો પરિણામ જુઓ.

જ્યાં જમીનની કાયમ જમાબંધી અગર મહેસૂલ ઠરાવી નથી એવા હિન્દુસ્તાનના ભાગોમાં જમીન ખેડનારાઓને કાયમ આકાર સાથે હમેશનો કબજો મળ્યો નથી. એવા ભાગોમાં સરકાર, આયર્લંડના એક સારા ( મ્હોટા ) જમીનદારની માફક જમીનની વ્યવસ્થા કરે છેઃ જે ખેડુત વધારે સાંથ અગર વિઘોટી આપે તેને જમીન ખેડવા આપવી એવી હરીફાઈની રીતે કામ ન લેતાં, તેમ તેઓ કેટલું આપવાને બંધાય છે તે તેમને ન પૂછતાં, તેઓ કેટલું આપી શકે એમ છે તે પોતાની મેળે નક્કી કરી લે છે. ખેડુત જે ઠેકાણે રહેતો હોય તે ઠેકાણાના રહેવાના ધોરણ પ્રમાણે, તેની જીંદગીની જરૂરિયાતો તથા ક્ષુદ્ર મોજ શોખો જેટલું, જમીનની પેદાશમાંથી બાદ કરતાં જે રહી શકે તેને બંધ બેસતી થાય એવી મહેસૂલ અગર વિઘોટી નક્કી કરે છે. "આ પ્રમાણે જમીન મહેસૂલ, એ એકજ સ્થળમાં માણસ માણસ વચ્ચે જમીનના ખરા કસ પ્રમાણે ઠરાવેલી સાંથના જેવી છે. પણ બે સરખી ફળદ્રુપતાવાળા ભાગમાં સરખી વિઘોટી ન લેવામાં આવે ત્યારે તે એ સૂચવે છે કે જૂદા જૂદા ભાગની વિઘોટી નક્કી કરવાની રીત, વિઘોટી કરતાં કર નક્કી કરવા જેવી છે. કારણ કે કર એ ચોખ્ખી આવક અગર પેદાશ જે ખરેખર પેદા કરી હોય તે ઉપર લેવામાં આવે છે અને સાંથ, એ સામાન્ય શક્તિવાળો મનુષ્ય જે પેદા કરી શકે તે ઉપર હોય છે."

સરકારી ગણત્રી એવી છે કે સરકાર જમીનદાર તરીકે સમગ્ર ઉત્પન્નના ફક્ત ૩ થી ૭ ટકા લેછે અને જમીનની ખરી સાંથ અગર પેદાશ કરતાં સરકારની મહેસૂલ બહુ ઓછીછે; આથી, રૈયતવારી ભાગોમાં કેટલીક જમીન પેટા સાંથે આપવામાં આવેછે.

## હિન્દુસ્તાનમાં, બંગાળાની કાયમ જમાબંધીની પદ્ધતિથી વિઘોટી ઉપર થયેલી અસર.

હિન્દુસ્તાનના કાયમ જમાબંધીવાળા ભાગોમાં (બંગાળાના પરમેનન્ટ સેટલમેન્ટવાળા ભાગોમાં) જમીનદારને ખેડુત પાસેથી જમીનની ખરી પેદાશ પ્રમાણેની પૂરેપૂરી સાંથ લેવાની કલ્પિત સત્તા હતી. પણ તે વધારવાની સત્તા સને ૧૮૫૯ તથા ૧૮૮૫ ના જેવા જૂદા જૂદા કાયદાઓથી હવે બહુ ઓછી થઈ ગઈછે; અને આ કાયદાઓ કરવામાં આવ્યા તે પહેલાં પણ કંઇ બધા જમીનદારો તેમના ખેડુતો પાસેથી હમેશ જુલમી સાંથ લેતા ન હોતા, અર્થાત, આયર્લાન્ડના ઝુંપડીઆ ખેડુતોની માફક ભૂખે મરતા ખેડુતોમાં પણ નિર્દય હરીફાઈથી વિઘોટી ઠરાવતા નહોતા. રિવાજે, તથા જાતસબંધે, જમીનદારના જુલમને નરમ બનાવ્યો. "ખેડુતો કંઇક આયર્લાન્ડના ઝુંપડીઆ ખેડુતોના જેવી સ્થિતિમાં છે, પણ ઘણી બાબતોમાં જૂદા છે. ખેડુતની સાંથ અગર વિઘોટી વિગેરે લેવાનું હરીફાઇની રીતે કવચિતજ થયુંછે. પડોશમાં જે ધોરણ હોય તે પ્રમાણે ઘણુંખરૂં ચાલતું."

ખરૂં છે કે બંગાળાના પરમેનન્ટ સેટલમેન્ટ અગર કાયમ જમાબંધી પછીના સૈકામાં ત્યાંના જમીનદારોની પેદાશ બહુ વધીછે. એ જમાબંધી થઈ તે વખત (સને ૧૭૯૩) જમીનદારોને ખરી પેદાશના ફક્ત સેંકડે ૧૦ ટકા મળતા, પણ હવે ખેતીનો વિસ્તાર વધવાથી, પાક અથવા પેદાશની કીમતમાં વધારો થવાથી, અને માલ લઈજવા લાવવાનાં સાધનો વધવાથી, જમીનદારનો ભાગ ચોખ્ખી પેદાશના સેંકડે ૭૫ ટકા થયોછે;-અને સને ૧૭૯૩ માં ખેડુતોપાસેથી જે લેવામાં આવતું તે કરતાં હવે તેઓ ૩·૬ ગણું લેતા હોવાથી, છેલ્લાં સો વર્ષમાં જમીનદારની પેદાશ ૭·૫×૩·૬ જેટલી અથવા ૨૭

ગણી વધીછે. પરંતુ ખેડુતોને આગળના જેટલા ઉંચા દરે હવે નીચોવવામાં આવતા નથી. તેમને સને ૧૭૯૩ માં જે આપવું પડતું તે કરતાં હવે ફક્ત ૩.૬ ગણું કુલ આપવાનું હોયછે અને આ વધારાનો એક ભાગ પડતર જમીનો ખેડવા લાયક બનાવી ખેડાણમાં લીધી તેને લીધે છે. વિઘોટી અથવા સાંથની રકમ બેશક વધીછે પણ તે ઘણું કરીને પાકની કીમતમાં જે વધારો થયોછે તેના પ્રમાણ બહાર નથી. અને તેથી કરી ખેડુતો, સને ૧૭૯૩ કરતાં આ જમીનદારો નીચે, હાલ વધારે ખરાબ સ્થિતિમાં નથી. એટલુંજ નહિ પણ તેઓ ચોખ્ખી રીતે વધારે સુખી અથવા પૈસાદારછે, કારણ કે સાંથ સંબંધી કાયદાઓ જમીનદારને ખેડુત પાસેથી કોઈ પણ જાતનો વગર મહેનતનો લાભ પચાવી પાડતાં તથા જમીનના કસ પ્રમાણેની પૂરેપૂરી સાંથ કઢાવતાં અટકાવેછે. કેમકે એ કાયદાઓ પ્રમાણે ખેડુતની સાંથ વધરાવવા માટે કોર્ટમાં પૂરતો પુરાવો આપી સાબીત કરાવવું એ જમીનદારને ઘણુંજ મુશકેલ તથા ખરચાળ થઈ પડે એમ છે. આ પ્રમાણે, જમીનદારને જે નુકશાન થાયછે તેનો લાભ ખેડુત ભોગવેછે અને તે સાંથને નામે ખરી રીતે ફક્ત "નફાનો ભાગ" આપે છે. જે ઠેકાણે જમીનદારને પૂરેપૂરી જમીનના કસ પ્રમાણેની સાંથ અગર પેદાશ લેતાં કાયદાથી અટકાવવામાં આવ્યોછે તથા જ્યાં જમીન ફળદ્રુપછે, ત્યાં ખેડુત પોતે જે જમીન ખેડતો હોય તે બીજાને પેટા સાંથે આપવા લલચાય છે. બકરગંજ વિભાગમાં. મુખ્ય જમીનદાર (જે સરકારને મહેસૂલ ભરેછે તે) તથા તેની જમીન ખેડનાર ખેડુતની વચ્ચે આશરે ૨૭ વચલા માલિક અથવા ખેડુત હોયછે.

## જમીનના કબજા ભોગવટા તથા સાંથ સંબંધી કાયદાથી હિન્દુસ્તાનમાં સાંથ ઉપર થયેલી અસર.

ઈ. સ. ૧૮૫૯ પહેલાં, ખેડુતો જમીનદારની દયા ઉપર હતા.

જમીનદાર જે કરે તે તેમને માન્ય કરવું પડતું. કેટલાંક જૂનાં કુટુંબો કે જેમની પાસે પરમેનન્ટ સેટલમેન્ટ (કાયમ જમાબંધી) વખતે જાગીરો હતી તેઓએ 'રેવન્યુસેલ' (જેને બંગાળામાં 'સનસેટ' યાને સૂર્યાસ્તનો કાયદો કહેતા તે) નામનો કાયદો થયો ત્યારપછી તરત તે જાગીરો ગુમાવી અને જમીનદારોનો નવો વર્ગ અથવા જાત દાખલ થઈ, કે જે વંશપરંપરાથી ચાલ્યા આવતા સંબંધ અથવા હૃદયના ભાવથી ખેડુતો સાથે બંધાયેલા નહોતા પરંતુ જેમનો મુખ્ય હેતુ તેમની નવી ખરીદેલી મિલકત (જાગીર) માંથી નફો મેળવવાનોજ હતો. એમાંના ઘણાખરા, જરા પણ દયા રાખ્યા વિના ખેડુતો પાસેથી અતિશય સાંથ લેતા. અને તેથી ઘણીખરી જમીનદારીઓમાં ખેડુતો તેમના એટલા બધા કરજદાર રહેતા કે સારાં આબાદ વર્ષોમાં પણ પરિપૂર્ણ પાકનો લાભ તેઓ ભોગવી શકતા નહિ. જમીનદારો હમેશ ખેડુતનું પોષણ થઈ શકે તેટલુંજ તેમની પાસે રાખતા અને તે શિવાયનું તમામ પોતે લઇ લેતા. હિન્દુસ્તાનના જે ભાગોમાં જમીનદારને બદલે સરકાર છે એટલે કે મહેસૂલની બાબતમાં જ્યાં સરકાર અને ખેડુત વચ્ચે સીધો સંબંધછે ત્યાં ખેડુત પાસેથી જમીનદાર જે લેતા તે કરતાં ઓછી વિઘોટી લેવામાં આવતી, પણ ખેડુત પોતાની વિઘોટી ન ભરે તો સરકારના સખ્ત કાયદા પ્રમાણે તેની માલ મિલકત હરાજ કરવામાં આવતી, જ્યારે જમીનદાર એમ કદી કરતો નહિ. પણ સને ૧૮૫૯ થી બ્રિટિશ કાયદાઓએ ખેડુતની સ્થિતિનું રક્ષણ કર્યું છે અને કબજેદાર અથવા ખાતેદાર ખેડુતને જમીન ઉપર એક જાતનો માલકીનો હક આપ્યોછે. જમીનદારથી હવે નજરમાં આવે તેમ તેના ખેડુતની સાંથ વધારી શકાય નહિ, તેમ વગર મહેનતનો નફો પણ લઇ શકાય નહિ.

દરેક વાવેતર કરેલ એકર દીઠ રોકડ વિઘોટી નીચે પ્રમાણે:—

| | રૂપીઆ. |
|---|---|
| બંગાળા | ૩.૫ |
| આગ્રા | ૪.૨ |
| અયોધ્યા | ૫.૨ |
| પંજાબ | ૩ ૭ |
| મધ્ય પ્રાન્તો | ૦.૭ |
| મુંબાઈ | ૦.૪ થી ૨.૨૫ |

## હિન્દુસ્તાનમાં વસ્તીના દબાણથી સાંથ ઉપર થયેલી અસર.

હિન્દુસ્તાનના વધારે વસ્તીવાળા ઘણાખરા ભાગમાં વસ્તીના દબાણને લીધે (૧) સાંથ વધીછે, (૨) ખેતરોના ન્હાના ન્હાના વિભાગ થઇ ખેતી ન્હાની થઇ ગઈ છે, અને (૩) હમેશ વાવવાથી જમીનને આરામ ન મળવાથી પાક ઓછો થવાથી એમાં પૈસા નાંખનારને તથા મજૂરી કરનારને ઓછું મળેછે.

જેમ વસ્તી વધેછે તેમ ખેતરના વિભાગ વધારે પડતા આવેછે. ઉત્તર બિહાર "સાધારણ જમીનદારનો મુલક છે." મુજફ્ફરપુરમાં વસ્તી દર ચોરસ માઇલે ૯૧૭ અને સરાનમાં ૯૦૭ છે. આનું પરિણામ એ થયુંછે કે બિહારના વધારે વસ્તીવાળા ભાગમાં એક ખેડુતને ખેડવાની જમીન સરાસરી અડધો એકર કરતાં ઓછીછે, જ્યારે પંજાબમાં ૩ અને મદ્રાસના રૈયતવારી ભાગોમાં ૮ એકર છે. અને તેથી કરી આવા વધારે વસ્તીવાળા ભાગમાં ખેડુત પાસેથી જુલમી અથવા અતિષય સાંથ લેવાયછે.

યુરોપમાં, (અ) ખેતીવાડીના સુધારાને લીધે, (બ) એકર દીઠ પાક વધારે થવાને લીધે, તથા (ક) માલ લઈજવા લાવવાનાં સાધનમાં સુધારો થવાને લીધે વસ્તીના વધતા જતા દબાણ સાથે વસ્તુના ભાવ સોંઘા તથા સાંથ અગર વિઘોટી પણ ઓછી થઈ છે. પરંતુ હિન્દુસ્તાનમાં એમ નથી. મોંઘવારી તથા ઉંચી વિઘોટી સ્હામે અસર કરનાર તરીકે, ઉપરની ત્રણ બાબતો પૈકી ખાસ કરીને પહેલી તથા બીજીનો હિન્દુસ્તાનમાં અભાવ છે, જેથી વસ્તીના વધારાથી ખોરાકની ચીજોની કીમતમાં અત્યન્ત, અને વિઘોટી અગર સાંથમાં બહુ ભારે વધારો થયો છે, જો કે વિચાર કરતાં " ઉંચા ભાવને લીધે વિઘોટી જેટલી વધવી જોઇએ તે કરતાં થોડી છે."

હિન્દુસ્તાનમાં પણ વસ્તી વધે એટલે વિઘોટી અગર સાંથ પણ વધે એમ નથી. દાખલા તરીકે, મદ્રાસના રૈયતવારી ભાગોમાં સને ૧૮૫૩ થી ૧૮૯૦ સુધીમાં સેંકડે ૬૧ ટકા વસ્તી વધી, પણ ખેતીનો વિસ્તાર સેંકડે ૭૫ ટકા વધ્યો, તથા સરકારી વિઘોટી સેંકડે ફક્ત ૩૧ ટકા વધી અને કુલ ખેતીની સરાસરી વિઘોટી સને ૧૯૫૩ માં એકરે રૂ. ૨–૮–૦ થી સને ૧૮૯૦ માં રૂ. ૧–૧૪–૦ સુધી, એટલે સેંકડે ૨૫ ટકા ઓછી થઈ. આમ થવાનું કારણ એ છે કે જે નવી જમીન ખેતીમાં લેવામાં આવી તે ઓછી પેદાશ આપનારી છે અને તેની વિઘોટીનો દર પણ બહુ ઓછો ઠરાવ્યોછે.

## મહેનતાણું અગર રોજી.

હિન્દુસ્તાનમાં કામ કરનાર—અગર કારીગર ઘણુંખરૂં પોતાને જ ખાતે કામ કરેછે; પણ યુરોપમાં તેમ નથી; ત્યાં તો ઘણેભાગે કોઈ કામ કરાવનાર એને પોતાના કામ માટે ભાડે રાખે છે. હિન્દુ-

સ્તાનમાં પણ આવા યુરોપના જેવા ભાડે કામ કરનાર કારીગરોછે જે મુખ્યત્વે કરીને શહેરોમાં હોયછે.

હિન્દુસ્તાનની વસ્તીનો મ્હોટો ભાગ ન્હાના ખેડુતોનોછે; અને રોટલો મોંઘો એનો અર્થ એ કે પાકની કીમત વધારે ઉપજે. જ્યારે ભાવો વધેછે, એટલે કે પૈસાની ખરીદશક્તિ અથવા ખરી કીમત ઓછી થઈ જાયછે ત્યારે હિન્દુસ્તાનનો ખેડુત કે જે ઘણુંકરી દેવાદાર હોયછે તેને પોતાનું દેવું વાળવા માટે ઓછા દાણા આપવા પડેછે.

હિન્દુસ્તાનમાં ખેતી સંબંધી કામ કરનાર મજૂરને તેની મહેનત બદલ પૈસાને બદલે દાણા આપવાનો ચાલ બહુછે. સાધારણ રીતે ખેતરમાં કામ કરનાર મજૂર તેના માલિક અગર ધણી પાસેથી ખાવાનું તથા રહેવાનું અને પાક અથવા દાણાનો અમુક નક્કી કરેલ ભાગ લેછે. વખતો વખત તે કામ કરાવનાર પાસેથી તેને પહેરવાને થોડું કપડું અથવા કંઈ ન્હાની બક્ષિસ પણ મળેછે. ક્વચિત મફત ખાવાના ઉપરાંત રોકડા પૈસા પણ આપવામાં આવેછે. ગામડાના કારીગરો તથા ઘરકામ કરનાર નોકરોને તો સાધારણ રીતે તેમના કામ અગર મહેનત બદલ પૈસાને બદલે દાણા અગર ખાવાનું આપવામાં આવેછે. રોકડા પૈસા તો ફક્ત શહેરોમાં તથા શહેરો પાસે આવેલાં ઉદ્યોગી ગામડાંઓમાં તથા મ્હોટાં કારખાનાં ચલાવનાર આપેછે.

એક જ ઈલાકાના જૂદા જૂદા ભાગોમાં, ખેતીવાડી, હુન્નર ઉદ્યોગ તથા વસ્તીનું ઘાડપણું, એ ત્રણેની એક બીજાના પ્રમાણુની અગત્યતાના પ્રમાણમાં કારીગર અથવા મજૂરની રોજીના દરમાં બહુ ફેરફાર હોયછે. હિન્દુસ્તાનના તમામ ભાગોમાં જ્યાં ખેતીવાડી એ મુખ્ય ઉદ્યોગછે

અને વસ્તી ધાડ છે ત્યાં મજૂરી અથવા રોજીનો દર હલકો હોયછે અને જમાના સુધી એવો રહેછે. પણ (પૂર્વ બંગાળા જેવી ફળદ્રુપ ભૂમિની માફક) જ્યાં ખેડુતો સુખી અગર આબાદ હોયછે અથવા (મધ્ય બંગાળા અને મુંબાઈ ઇલાકા જેવા ભાગમાં અનુક્રમે) જ્યાં મેલેરીઆ તાવ તથા પ્લેગથી વસ્તી ઓછી થઈ જાયછે ત્યાં રોજીનો દર ઉંચો હોયછે. બ્રિટિશ રાજ્યના વખતમાં મ્હોટાં જાહેર બાંધકામો તથા રેલવેઓ અને મીલો, ફેકટરીઓ તથા ખાણો થવાથી કારીગર તથા મજૂરની માગણી વધીછે અને તેમ થવાથી અમુક જાતના કારીગર અગર મજૂરની રોજીનો દર પણ વધ્યોછે. ઉત્તર હિન્દુસ્તાનમાં, બળવા પછીના જમાનામાં કડીઆ, લુહાર, તથા સુતારનો રોજ બમણો થયોછે અને બિહારમાં પણ તે બહુ વધી ગયોછે.

પણ ભાવો ઉંચા એટલે મજૂર કે કારીગરનો રોજ પણ ઉંચો, એમ હમેશ હોતું નથી. ખરૂંછે કે તંગી અગર દુકાળના વખતમાં પાક નિષ્ફળ જવાથી મહેનતાણા અગર રોજીના પૈસા આપવાની થાપણ ઓછી થાયછે અને તંગીને લીધે અન્નને માટે મહેનત કરવાની ફરજ પડેલા લોકોની સંખ્યા વધેછે તેથી મજૂરી અગર રોજીનો દર ઓછો થાયછે. પણ બહુ ખપ થવાથી જ્યારે ખેતીના પાકની કીમત વધેછે અને ખેડુતો વિશેષ નફો મેળવેછે ત્યારે રોજનો દર વધેછે. જ્યાં મહેનત બદલ અથવા રોજમાં પૈસાને બદલે દાણા અગર ખાવાનું આપવામાં આવેછે ત્યાં દાણાનો ઉંચો ભાવ રોજીના દરને અસર કરતો નથી.

## મહેનતાણા અગર રોજીના દરમાં ફેરફાર.

બંગાળામાં, ખેતરમાં કામ કરનાર મજૂરનો માસિક દર સને

૧૮૭૩ માં રૂ. ૫.૮ અને ૧૯૦૩ માં રૂ. ૭.૧ હતો, એટલે કે, સેંકડે ૩૯ ટકા વધારે. એટલા જ સમયમાં ઘોડાના નોકરનો દર રૂ. ૫.૨ થી રૂ. ૬.૮ થયો, અર્થાત, ૩૨ ટકા વધારે. કારીગર ( કડીઆ અગર સુતાર ) નો એ જ ૩૦ વર્ષમાં રૂ. ૧૧.૬ થી રૂ. ૧૫.૩ સુધી વધ્યો, એટલે કે સેંકડે ૪૭ ટકા વધારે. બીજી બાજુએ, એ જ મુદતમાં દાણાનો સરાસરી ભાવ સેંકડે. ૩૯ ટકા વધ્યો. સામાન્ય રીતે બોલતાં એ ૩૦ વર્ષમાં ઉપર બતાવેલ ત્રણે જાતની મજૂરીના દર, બંગાળા, આસામ અને પંજાબમાં બહુ ઉંચા ગયાછે, અને મુંબાઈ, મદ્રાસ તથા બ્રહ્મદેશમાં સહેજ વધ્યાછે, ( બ્રહ્મદેશના દર હિન્દુસ્તાન કરતાં હમેશ બહુ ઉંચા રહેછે. ) અને અયોધ્યામાં તે ખરેખર નીચા ગયાછે. કારીગર વર્ગે પોતાના દરમાં બંગાળામાં સેંકડે ૪૭ ટકાનો, આસામમાં ૬૫ ટકાનો, પંજાબમાં ૫૦ ટકાનો, મદ્રાસમાં ૧૫ ટકાનો, મધ્ય પ્રાન્તોમાં ૧૨ અને બ્રહ્મદેશમાં ૯ ટકાનો વધારો, અને અયોધ્યા તથા મુંબાઈ ઇલ્લાકામાં ૨ થી ૩ ટકાનો ઘટાડો પ્રાપ્ત કર્યોછે.

પણ હિન્દુસ્તાનમાં એક વર્ગ એવોછે કે જેમની મજૂરીનો દર કાયમ રહ્યોછે, અથવા જેમની જીંદગીની જરૂરિયાતોની વસ્તુઓની કીમતમાં વધારો થયા છતાં તેના પ્રમાણમાં તે વધ્યો નથી. એ વર્ગ બહુ મ્હોટોછે, અને તે જમીન વગરના, દહાડે મજૂરી કરતા મજૂર વર્ગ, તથા સહુથી ઓછી આવડ અગર નિપુણતાવાળા કારીગર વર્ગનો બનેલોછે: તેઓ જીંદગીના હલકા સુખના ધોરણ ઉપર પરાણે પૂરૂં કરી જીવેછે અને તંગી અગર દુકાળના વખતમાં પ્રથમ ભૂખે મરનાર પણ એ હોયછે. ગયા છેલ્લા જમાના ( એટલે પા સૈકા ) માં એમની સ્થિતિ સ્પષ્ટ રીતે વધારે ખરાબ થઈ છે.

## રોજ અથવા મહેનતાણાનો સરાસરી દર.

આખા હિન્દુસ્તાનની સરાસરી લેતાં, ઉપર બતાવેલ ૩૦ વર્ષ જેટલા સમયમાં ખેતરમાં કામ કરનાર મજૂરોના રોજનો દર સેંકડે ૨૦ ટકા, ઘોડા વિગેરે જાનવરની ચાકરી કરનાર નોકરનો ૯ ટકા, અને કડીઆ, સુતાર, વગેરે કારીગરનો ૧૯ ટકા વધ્યોછે. આમ આપણને જણાયછે કે રોજના દરમાં જૂદા જૂદા ઇલાકામાં જૂદી જૂદી રીતે ફેરફાર થયોછે. મજૂર અથવા કારીગરની મજૂરીનો દર વિશેષ વધવામાં મુખ્ય અડચણ એ છે કે હિન્દુસ્તાનના મજૂર અગર કામ કરનાર સુખના હલકા ધોરણથી સન્તોષ પામેછે તથા પોતાને ફાવે નહિ એવી મજૂરી અગર કામ કરવાની સરતે, અથવા છેટેના પ્રદેશમાં કામ કરવા જવાની સરતે, તેઓ વધારે પગાર સ્વીકારવાને ખુશી હોતા નથી. ચ્હાના બગીચાઓ, કોલસાની ખાણો તથા કારખાનાંઓમાં ઉંચી રોજી તથા નિયમિત કામ કરવાનું છતાં જોઇએ તેટલા મજૂરો મળવા મુશકેલ પડેછે. ઇંગ્લાન્ડ અને હિન્દુસ્તાનની દોલત વચ્ચેનો તફાવત ધ્યાનમાં લેતાં હિન્દુસ્તાનમાં મહિને ૭ રૂપીઆનો દર તે ઇંગ્લાન્ડના મહિને ૧૧૩ રૂપીઆના દર સાથે પ્રજાકીય પેદાશનું સરખું પ્રમાણ બતાવેછે.

હિન્દુસ્તાનમાં કામ કરનાર મજૂરોનો માસિક દર (સન ૧૯૦૨.):—

| | રૂ. |
|---|---|
| બિહાર | ૫ થી ૬ |
| પૂર્વ બંગાળા | ૮ |
| કાનપુર | ૩$\frac{3}{4}$ થી ૫ |
| અયોધ્યા | ૧$\frac{3}{4}$ થી ૪ |

અમદાવાદ..........................૭
મદ્રાસ ઇલ્લાકો..................૩½ થી ૪¾
મધ્ય પ્રાન્તો.....................૪

## મહેનત બદલ મળેલા પૈસાની વસ્તુ ખરીદવાની શક્તિ, અર્થાત વસ્તુના ભાવો—

રેલવેનો વધારો થયો તે પહેલાં ઘણા ઇલ્લાકા પોતાની બહારના પ્રદેશથી અલગ હતા, અને તેથી એક ઇલ્લાકાથી બીજા ઇલ્લાકાના ભાવોમાં બહુ ફરક રહેતો. એક જ ઇલ્લાકામાં પણ સારા અને નઠારા વર્ષોના ભાવો વચ્ચે બહુ ફરક રહેતો. પણ હવે રેલવેને લીધે, આખા હિન્દુસ્તાનમાં ભાવો એક સરખા થતા જાયછેઃ સને ૧૮૬૦ ના અરસામાં (૧) બળવા પછી શરૂ થયેલ રેલવેઓ તથા જાહેર બાંધકામો માટે હિન્દુસ્તાનમાં બહુ રૂપું આવવાથી, તથા (૨) હિન્દુસ્તાનનો નિકાસ વેપાર ઝપાટાબંધ વધવાથી ભાવો વધવાનું શરૂ થયું. જો આપણે સને ૧૮૭૫ થી શરૂ કરીએ અને તે વખત ચાલતા ભાવોને ધોરણ તરીકે લઇએ તો આપણને જણાયછે કે ૧૮૭૫ પછીનાં પાંચ વર્ષમાં દાણાનો ભાવ સેંકડે ૨૫ ટકા વધ્યો પણ તે પછીનાં પાંચ વર્ષમાં તે પાછો ઘટી પોતાની અસલ સપાટી ઉપર આવ્યો. સને ૧૮૮૬ થી ૧૮૯૦ સુધીમાં સદરહુ ભાવ સેંકડે ૨૧ ટકા, ૧૮૯૧ થી ૧૮૯૫ સુધીમાં ૩૫ ટકા, ૧૮૯૬ થી ૧૯૦૦ સુધીમાં ૬૪ ટકા, અને ૧૯૦૧ થી ૧૯૦૩ સુધીમાં ૩૯ ટકા વધ્યો. આ પ્રમાણે સને ૧૮૭૬ થી ૧૮૯૦ સુધીમાં (ભાવોમાં) થયેલો વધારો ત્યાર પછી એમનો એમ રહ્યોછે. આમાંના ઘણા ખરા સમયોમાં કોઇને કોઈ ઇલ્લાકામાં દુકાળો થયાછે, જેને લીધે આખા હિન્દુ-

સ્તાનમાં દાણાનો ભાવ બહુ ઉંચો ગયેલો. પણ ૧૮૮૧ અને ૧૮૯૦ ની વચમાં ચોખા શિવાય તમામ પાક સારો થયો હતો અને તેથી આ દસકાના પહેલાં પાંચ વર્ષમાં દાણાનો સરાસરી ભાવ નીચો હતો. પણ સને ૧૮૮૬ પછી જો કે દાણાનો નિકાસ વધારે નહોતો થયો અને તંગી અથવા દુકાળ થોડા જ ઈલાકાઓમાં હતો છતાં ભાવો ઝપાટાબંધ વધ્યા. એમ થવાનું કારણ બહુ કરીને ચાંદીની ભારે આ-યાત તથા ચલણના રૂપીઆનો વધારો છે. સને ૧૮૯૧ થી ૧૯૦૦ સુધી વરસાદની તંગી તથા દુકાળ હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં લંબાયા, તેથી, તથા યુરોપ ખાતે માલનો નિકાસ બહુ થયો તેથી, હિન્દુસ્તાનના ભાવો, અત્યાર સુધીમાં જે સહુથી ઉંચામાં ઉંચા—પાછલા જમાનાના દુકાળના ભાવોની સપાટી સુધી—ગયેલા જાણવામાંછે ત્યાં સુધી પહોચ્યા. આ ઉંચા ભાવોની દેશના તમામ ભાગોને અસર થઇછે; પણ તે છતાં સને ૧૯૦૦ ના દુકાળ શિવાય ચોખા તથા ઘઉંનો પુષ્કળ નિકાસ જારી રહ્યોછે. સને ૧૯૦૧ થી, ગયા દસકાની અસાધારણ ઉંચાઇએથી ભાવો કંઈક નીચા આવ્યાછે.

**ચોખા**—ચોખા બહુ જ મોંઘા રહેવાનાં કારણ નીચે પ્રમાણેછે:—

(૧) ચોખાનો નિકાસ બહુ વધ્યોછે પણ તેના પ્રમાણમાં એની પેદાશ વધી નથી.

(૨) શણ અથવા જૂટનો ભાવ વધારે ઉપજવાથી પૂર્વ બંગા-ળામાં ચોખાને બદલે શણની ખેતી વિશેષ કરવામાં આવેછે, અને તેના પ્રમાણમાં ચોખાનું વાવેતર ઓછું થતું જાયછે.

(૩) બંગાળા અને બિહાર કે જે ચોખા ઉત્પન્ન કરવામાં મુખ્ય

છે તેમાં ચાલતા સૈકામાં કેટલીક વાર રેલ આવીછે તથા કેટલીક વાર વરસાદની પણ તંગી પડીછે.

ઘઉં—યુરેપની જબરી માગણીને પહોચી વળવા સારૂ ઘઉંની ખેતી બહુ વધીછે, પણ તળ હિન્દુસ્તાનમાં એની જે ખપતછે તેનું પરદેશ ચઢતા ઘઉં સાથેનું પ્રમાણ ચોખા કરતાં ઓછુંછે. તેથી તેની કીમત ચોખા જેટલી વધી નથી. બાજરી કે જે ગરીબમાં ગરીબનો ખોરાકછે તે હાલના સૈકામાં સોંઘી થઇછે.

એકંદર, હિન્દુસ્તાનમાં દાણાનો ભાવ રૂતુના ફેરફાર ઉપર બહુ આધાર રાખેછે, અર્થાત, હિન્દુસ્તાન પોતે પોતાનો ખોરાક ઉત્પન્ન કરતો હોવાથી પાક કેટલો ઉતરેછે તે ઉપર આધાર રાખેછે. એ એક આર્થિક નિયમછે કે માલ અગર વસ્તુનો જથો ઓછો થાય, એટલે તેની કીમત વધે, પણ તેનું પ્રમાણ, માલના ઓછાપણા અગર અછત કરતાં, વિશેષ રહેછે. વળી વસ્તી વધે, એટલે ઓછો પાક આપે એવી જમીન પણ વાવવી પડેછે, અને તેથી જમીનમાં પૈસા નાંખનારને તથા મહેનત કરનારને પાક ઓછો મળેછે, અર્થાત, વસ્તીના વધવાથી જે વધારે ધાન ઉત્પન્ન કરવું પડેછે તે ઉપત્પન્ન કરવાનો ખર્ચ પ્રમાણમાં વધારે થાયછેઃ ત્રીજું, ધાન પરદેશ ચઢવાથી હિન્દુસ્તાનમાં ઘઉં તથા ચોખાની કીમત, તેની સીધી અસર તરીકે વધીછે, અને બીજાં ધાનની આડકતરી રીતે વધીછે.

હવે આયાત તરફ જોતાં અને તેમાંથી સહુથી અગત્યની વસ્તુઓ, એટલે કે રૂ, (જેનો આપણી કુલ આયાતમાં $\frac{1}{3}$ જેટલો ભાગ છે,) ત્રાંબુ, તથા લોઢાનો સામાન લેતાં જણાયછે કે સને ૧૮૭૩ થી ૧૯૦૩ ની વચમાં તેની કીમતમાં સેંકડે ૨૧ ટકા જેટલો ઘટાડો થયોછે. આયાત

થયેલી ખાંડ એટલાજ વખતમાં ૬૦ ટકા સોંઘી થઇછે. સને ૧૮૭૧ થી વેલ્સના કોલસાની કીમતમાં સેંકડે ૨૫ ટકાનો ઘટાડો થયા પછી હમણા કોલસાની કદર અથવા કીમત જણાયાથી ફરી એની અસલ કીમતે પહોચ્યાછે.

દાણા શિવાય, હિન્દુસ્તાનના બીજા પદાર્થોના નિકાસમાં સને ૧૮૭૧ થી, શણ (જૂટ) ની કીમત સેંકડે ૬૦ ટકા વધીછે, ચ્હા અને ગળીની અડધા કરતાં ઓછી ઘટીછે, રૂની લગભગ એની એજ રહીછે, અને કાપડ તથા સૂતરમાં સેંકડે ૧૨ ટકા ઉતર્યાછે. કાચાં ચામડાં, સને ૧૮૭૧-૮૦ માં હતાં તેથી બમણા કરતાં પણ વધારે મોંઘાં થયાંછે, અને કમાવેલાંની કીમત સેંકડે ૩૫ ટકા વધીછે.

## હાલના ઉંચા ભાવ.

મિ. ગોખલે, હાલના ઉંચા ભાવ નીચેના કારણોને લીધે હોવાનું કહેછે:—

(૧) વારાફરતી દુકાળ તથા તંગીનાં વર્ષો.

(૨) લોક માટે ટંકશાળો બંધ કરવાથી રૂપા કરતાં રૂપીઆની કીમત કૃત્રિમ રીતે વધી, તેથી ૧૮૯૩ પછી, (એટલે કે ટંકશાળો બંધ કરવાનો ઠરાવ કર્યો તે પછી) હિન્દુસ્તાનના લોકોએ જે રૂપીઆ દાટી રાખ્યા હતા તે ફરતા થયા અને તેથી રૂપીઆ પાડવાના પ્રતિબંધ સ્હાંમે ઉલટો પ્રતિબંધ થયો.

(૩) આખી દુનિયાંમાં વસ્તુઓના સોનાના ધોરણ પ્રમાણેના ભાવમાં સામાન્ય વધારો થયોછે.

(૪) હિન્દુસ્તાન સરકારે છેલ્લાં થોડાં વર્ષોમાં અજાયબી પમાડે એટલા રૂપીઆ પાડ્યાછે. સને ૧૯૦૫ થી ૧૯૦૭ સુધીમાં દર વર્ષે સરાસરી ૨૦.૭ કરોડ રૂપીઆ પાડવામાં આવ્યા હતા, જ્યારે તે પહેલાંના વીસ વર્ષમાંથી ૧૪ વર્ષમાં દર વર્ષે સરાસરી ફક્ત ૮.૩ કરોડ અને (ટંકશાળો બંધ કરી તે પછી તરતનાં) બાકીનાં ૬ વર્ષમાં બધા મળીને ફક્ત ૨ કરોડ પાડવામાં આવ્યા હતા.

એક સાબીતી અથવા આધાર પ્રમાણે સન ૧૮૯૮ પહેલાં હિન્દુસ્તાનમાં આશરે ૧૩૦ કરોડ રૂપીઆની સિલક અથવા ફરતો જથો હતો. પણ સને ૧૯૦૦ થી ૧૯૦૭ સુધીમાં આ રકમમાં સરકારે ૧૦૦ કરોડ નવા પાડેલા રૂપીઆનો ચોખ્ખો વધારો કર્યો. અને દેશનું ચલણ આમ એકદમ વધી જાય તો તેથી જરૂર ભાવોમાં સામાન્ય વધારો થાય જ.

(૫) સને ૧૮૯૩ પહેલાં ટંકશાળો, દાગીના બનાવવા સારૂ, રૂપીઆને ગાળી તેમાંથી પાછું રૂપું છૂટથી કરી આપતી, અને એ પ્રમાણે ચલણમાંથી દર વર્ષે આશરે ત્રણ કરોડ રૂપીઆ નીકળી જતા. પણ સન ૧૮૯૩ માં ટંકશાળો બંધ કરવામાં આવી ત્યારથી રૂપીઆની સિક્કા તરીકેની કીમત અને એમાં જેટલું રૂપું અથવા ચાંદીછે તે તરીકેની ખરી કીમત વચ્ચેના મ્હોટા તફાવતને લીધે આ ગાળવાનું બંધ થયું. (સદરહુ તફાવત હાલ અનુક્રમે ૧૬ અને લગભગ ૧૧ આના જેટલોછે.)

ઉપર બતાવેલાં વિક્ષેપકારક અથવા ઉથલપાથલ કરનારાં કારણો ન હોત તો હિન્દુસ્તાન સરકારે ચલણના કાયદાથી રૂપીઆની જે ખોટી કીમત વધારીછે તેથી વસ્તુઓના ભાવ બહુ નીચા જાત.

## ઉંચા ભાવોની અસર.

(૧) નિકાસ ઓછો થાય અને આયાત વધે.

(૨) દેશમાં સામાન્ય ચલણમાં જે સોનું હોય (આશરે ૧ કરોડ ૨૦ લાખ સોનાના પાઉન્ડ છે) તે દેશમાંથી ઘસડાઈ જાય.

(૩) જીંદગીનું ખરચ વધવાથી વસ્તુ બનાવવા અથવા ઉત્પન્ન કરવાના આપણા ખરચમાં વધારો થાય. અને આમ થવાથી આપણા દેશી ઉદ્યોગને પરદેશી વસ્તુઓની હરીફાઈમાં નુકશાન થવાનું.

(૪) જેમને બાંધી આવકછે તેમને બહુ કષ્ટરૂપ થાય.



# પ્રકરણ ૭ મું.

## નફો.

બનાવેલા માલનો નફો—

નફામાં ત્રણ તત્ત્વ રહેલાં છેઃ—

(અ) મૂડીનું વ્યાજ

(બ) જોખમ સ્હામે વીમો, અને

(ક) દેખરેખ અથવા વ્યવસ્થાનો ખરચ.

જ્યાં મૂડી ઉધાર લઈ ધન્ધો કરવામાં આવે છે ત્યાં તે કામ અંગર ધન્ધો ચલાવનાર "માથે કામ લેનાર" કહેવાય છે, અને મૂડીવાળાને આપવાનું વ્યાજ તથા ધન્ધામાંથી થયેલો ચોખ્ખો નફો, એ બે વચ્ચેનો તફાવત, તે "માથે કામ લેનાર" લે છે.

હિન્દુસ્તાનમાં હાથના કસબ તથા ન્હાના ઉદ્યોગો કરનાર ઘણું ખરૂં પોતાને ખાતે જ કામ કરે છે, એટલે કે એમાં જોયતી મહેનત તથા મૂડી, તે પોતે જ પૂરી પાડે છે અને તેનું જોખમ પણ પોતે જ લે છે. પરંતુ બ્રિટિશ રાજ્યના ઉદય પહેલાં પણ મ્હોટાં શહેરોમાં વચલા માણસોનો અથવા મૂડીવાળો એક-વર્ગ હતો, જેઓ કારીગરને પહેલાંથી રૂપીઆ ધીરતા તેમનો તૈયાર થયેલો માલ ખરીદી લેતા, અથવા પોતે કહે તેવો અને તેટલો માલ પોતાના લ્હેણા પેટે લેતા, તેને મ્હોટા જથામાં એકઠો કરતા, અને તે ત્યાં ને ત્યાં વેચતા

અગર બહાર ચઢાવતા. આ મૂડીવાળાઓ પોતે તેમને કામે લગાડતા કે તેમના ઉપર દેખરેખ રાખતા નહિ; છતાં એક અર્થમાં તેઓ તે ઉદ્યોગ ચલાવતા, અને કેટલેક અંશે તેનાં જોખમ લેતા. એવા થોડા જ માણસો હતા કે જે કારખાનાં ચલાવતા, એટલે કે પોતાને ત્યાં કારીગરો રાખી, રોજના રોજ તેમની મહેનતના પૈસા આપતા.

હાલના બ્રિટિશ હિન્દુસ્તાનમાં ઉદ્યોગની વિશાળ ખીલવણી કારખાનાંની પદ્ધતિ ઉપર થઈ છે. પણ તેમાંથી ઘણા થોડામાં જ તે ઉદ્યોગ ચલાવનારની પોતાની મૂડી હોય છે; ઘણામાં તે કોઈ પાસેથી ઉધાર લીધેલી, અથવા ભેગી થાંપણના ભંડોળની કંપની કરી, તેના શેરો કાઢી, કારખાનું ઉભું કરેલું હોય છે. આમ હોય છે ત્યાં, જો મૂડી ઉધાર લીધી હોય તો તેનું વ્યાજ ( અથવા ભંડોળની કંપનીથી શેરો કાઢયા હોય તો નફાનો ભાગ જેને 'ડિવિડન્ટ' કહે છે તે, ) તે ઉદ્યોગમાં જે કમાણી થાય તેમાંથી પ્રથમ બાદ કર્યા પછી બાકીનો નફો "માથે કામ લેનાર" (એજન્ટ) ને મળે છે.

ઉદ્યોગની કાર્યસિદ્ધિ અથવા ફળદાયકપણું, "માથે કામ લેનાર" અથવા કારખાનું ચલાવનાર માણસ જેવો હોય તે પ્રમાણે થાય છે– એટલે કે વધારે કરકસરવાળી રીતો શોધી કાઢવામાં, દરેક કામકરનારની કામ કરવાની શક્તિ પ્રમાણે તેમના દરજ્જા પાડી કામ લેવામાં, તથા દૂરનાં બજારોમાં માલની માગણી સંબંધી અભ્યાસ કરવામાં, તેની કેળવણી, શક્તિ, તથા ચાલાકી જેવી હોય તે પ્રમાણે થાયછે. હિન્દુસ્તાનના, આગળના ઉદ્યોગ ચલાવનારામાં આ ગુણોની ખામી હતી. અને તેથી હુન્નરકળાની તથા એવી તરેહની ચીજો બનાવવી એ જ તે વખતે ફક્ત સારો નફો મળે એવો ઉદ્યોગ હતો. પણ હાલના હિન્દુસ્તાનમાં કારખાનું ચલાવનાર વધારે કેળવાયલો અને

વધારે સાવધ અથવા જાણીતો હોય છે. પરંતુ તે ઘણુંખરૂં ઉધાર મૂડી ઉપર કામ કરતો, અથવા તો ભેગા ભંડોળથી ચલાવવામાં આવતા ઉદ્યોગનો મેનેજર હોવાથી, તેમાં પોતાની મૂડી નાંખી હોય ને જેટલો સ્વાર્થ તે ધરાવે તે કરતાં તે આમાં ઓછો સ્વાર્થ ધરાવે છે. ઘણાખરા મેનેજરોની વેપારનીતિ તથા અનુભવની ખામીને લીધે અથવા કંઈ નહિ તો કામ કરવાની રીતના અજ્ઞાનને લીધે હિન્દુસ્તાનની ઘણી જોઈન્ટ સ્ટૉક કંપનીઓ પાયમાલ થઈ છે. પણ હવે ધીમે ધીમે વસ્તુઓ સુધરતી જતી જણાય છે.

વ્યાજનો સામાન્ય દર, ઈંગ્લન્ડ કરતાં હિન્દુસ્તાનમાં બહુ ઉંચો હોવાથી નફો પણ બહુ ઉંચો થવો જોઇએ. નહિ તો, હિન્દુસ્તાનનો મૂડીવાળો ઉદ્યોગના કારખાનાંમાં પૈસા નાંખવાને લલચાય નહિ. આ અડચણ, આપણા ગરીબ જમીનદારો તેમ જ ખેડુતો હમેશ પૈસા ઉધાર લે છે—દેવું કરે છે—તેથી વધે છે; અને જમીન, એ પૈસા નાંખવાનો સહુથી સહિસલામત માર્ગ હોવાથી હિન્દુસ્તાનમાં જે થોડી મૂડી મળી આવે એમ છે તે માટે તે હુન્નરઉદ્યોગ સ્હામે હરીફાઈ કરેછે.

જૂની ફેશનના હિન્દુસ્તાનના ઉદ્યોગોમાં તેનો તમામ નફો ઘણુંખરૂં એક જ વર્ગને (પોતાને માથે ઉદ્યોગ કરનારને) જતો. પણ હિન્દુસ્તાનમાં દાખલ થયેલા હાલના ઉદ્યોગોમાં, ઘણાખરામાં, નફાનાં ઉપર બતાવેલ ત્રણ તત્ત્વો, બે જૂદા વર્ગના મંડળમાં જાય છે; વ્યાજ અને વીમાના પૈસા મૂડીવાળા અથવા શેરહોલ્ડરોને, અને કારખાનાની દેખરેખ અગર વ્યવસ્થા બદલ જે આપવું પડે તે, એટલે કે પગાર, મેનેજરને જાયછે. અને તે ઘણાખરા યુરોપીઅનો હોયછે. જો કે શેરહોલ્ડરોમાં દેશીઓનું પ્રમાણ હવે વધતું જતું જણાય છે.

છેવટ, હિન્દુસ્તાનના કારખાનાના ઉદ્યોગોના નફા, વાણીઆના વ્યાજખાઉ ધન્ધાના નફા જેટલા ઉંચા તથા નિયમસર થતા નથી, જેથી કારખાનાના ઉદ્યોગોને આપણામાં હજી નહિ જેવું ઉત્તેજન મળ્યું છે, જ્યારે બેન્કો મ્હોટી સંખ્યામાં આબાદ થતી આવેછે.

## ખેતીમાં રૂપીઆ ધીરનાર તથા વેપારીદલાલ તરીકે વચલા માણસનો નફો.

હિન્દુસ્તાનનાં ગાંમડાંઓમાં, વાણીઓ ફક્ત ખેડુતોને પૈસા જ ધીરતો નથી, પરંતુ ન્હાના પ્રમાણમાં પોતાને જોખમે દાણામાં પણ આપ લે કરે છે અથવા સટ્ટો ખેડે છે, તથા ખેડુત અને દાણાના વેપારી વચ્ચે આપ લે કરીઆપનાર વચલા માણસ તરીકે પણ કામ કરેછે. એના લ્હેણા પેટે ખેડુત એને રૂપીઆને બદલે દાણા આપે છે અને તેથી તે પ્રથમ પોતાના રૂપીઆનું વ્યાજ ચોકસ કરી લેછે, અને પછી દાણા ભરી રાખી, ઘણા મહિના પછી તે વેચી, રીતસર તેના વેપારમાંથી નફો મેળવેછે. પાક વખતે દાણાની કીમતમાં, અને ત્યાર બાદ મહિનાઓ પછી તેના બજાર ભાવમાં, અતિષય ફરક હોય છે; જ્યાં દાણાનો નિકાસ અથવા ચઢત તેજ હોય છે ત્યાં પાક પૂરો થયા પછી એક અઠવાડિયાની અંદર પણ આ ફરક બહુ જણાય છે. આપણા દેવાદાર અગર ગરીબ ખેડુતો થોડામાં થોડા વખતમાં પોતાના નિર્વાહ વિગેરે સારૂ જોઇએ તે કરતાં વધારાની પેદાશ (દાણા) થી છુટા થઈ જાય છે, અર્થાત, તે તે વાણીઆને આપી દેછે; એટલે પછી વાણીઆના ભાગ્યનો વારો આવે છે કે જે બીજા પાક સુધી ચાલે છે.

ખેડુત, કાળથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે જે દાણા પોતાના ખેતરમાં થયા હોય તેમાંથી તે વખતના બજાર ભાવ કરતાં

સહેજ ઉંચા ભાવે વાણીઆનું દેવું ચૂકવી દેછે. (કેટલીક વખત દેવા પેટે આપવાના દાણાનો ભાવ રૂપીઆ લેતી વખતે પ્રથમથીજ નક્કી કરવામાં આવે છે.) વાણીઓ, ખેડુત સાથેની લેવડ દેવડમાં જે નફો મેળવે છે તેમાં આ ભાગ તે એના રૂપીઆનું ચોખ્ખુ વ્યાજ છે. અને ઉપર બતાવ્યું તે પ્રમાણે ગયો પાક અને આવતા પાક વચ્ચેના વખતમાં એકઠા કરી રાખેલા દાણા વેચતાં જે વિશેષ મળે તે એનો વેપારી નફો છે. આ વાણીઓ ક્વચિત જ હુન્નરઉદ્યોગમાં પૈસા ધીરે છે. કેટલીક વાર જથાબંધ માલ વેચનાર, છૂટક માલ બનાવનારને આગળથી પૈસા (અથવા કાચો માલ) આપે છે, અને તેના બદલામાં તૈયાર કરેલો માલ લેછે. આમાં, આગળથી પૈસા આપનારને ચોખ્ખું વ્યાજ મળે છે પણ તેઓને વિશેષ લાભ તો તે માલ પછી ઉંચે ભાવે વેચાય તો જ થાય. તેથી, ખેતીમાં પૈસા ધીરનાર વાણીઆ કરતાં હુન્નરઉદ્યાગના માલ ઉપર પૈસા ધીરનારના લાભમાં નસીબને સ્થાન વધારે છે. તે શિવાય બીજી બાબતોમાં, જથાબંધ માલ વેચનારા તથા વાણીઆ, એકજ અર્થિકપાયા ઉપર છે.

જેમને ચોખ્ખા દલાલ અથવા લેનાર વેચનાર વચ્ચે સોદો કરી આપનાર વચલા માણસ કહેવામાં આવે છે તેઓ પોતાનો ધન્ધો, એટલે કે દલાલી શણ, દાણા, રૂ, અને બીજી ઘણી વસ્તુઓમાં કરે છે. તેમનું કામ મુખ્યત્વે કરીને મોશમ વખતે વાણીઆઓ પાસેથી અથવા સાધારણ મ્હોટા ખેડુતો પાસેથી :પાક: ખરીદવામાં અને તે કારખાનાંનાં મુખ્ય ઠેકાંણાંઓએ અથવા ચદતને બંદરે મોકલી દેવામાં રહેલું છે. પોતે ખરીદેલો માલ ખપવાની ખાત્રી હોવાથી તથા કલકત્તા, મુંબાઈ, રંગુન, અથવા મદ્રાસના મ્હોટા વેપારીઓ અથવા માલ ચઢાવનારા સાથે અમુક વખતે, અમુક જથામા માલ આપવાનો પ્રથમથી કરાર કરેલો હોવાથી, તેઓને બહુ જોખમમાં ઉતરવું પડતું

નથી. જેથી, બજારની તેઓને ખાત્રી હોય છે અને પ્રથમ કેટલી કીમતે અગર શા ભાવે માલ ખરીદી લેવો સહિસલામત છે તે તેઓ જાણેછે.

તેમને બીજો લાભ એ છે કે તેઓને, માલ બનાવનારને પ્રથમથી નાણાં ધીરવા પડતાં નથી. વાણીઆ જેટલા જોખમમાં તેઓ પડતા નથી, તેમ વાણીઆ જેટલો નફો પણ તેમને મળતો નથી. હિન્દુસ્તાનનાં મ્હોટાં બંદરોએથી માલ ચઢાવનાર પૈસાદાર વેપારીઓ હમેશ દુનીઆંનાં બજારો સાથે તારથી વ્યવહાર રાખેછે તથા તેમનાં સાધન પણ મ્હોટાં હોય છે. તેથી તેઓ સ્વાભાવિક રીતે હિન્દુસ્તાનની બહારના દેશોમાં ભાવ વધવાથી જે મ્હોટો નફો મળે તે તમામ મેળવેછે. હિન્દુસ્તાનના માલ બનાવનાર તથા ઉત્પન્ન કરનારને, પરદેશોના આવા ઉંચા ભાવ વિષે જાણવાનું તથા તે પ્રમાણે પોતાનો ભાવ પણ વધારી તેનો લાભ લેવાનું શીખતાં વર્ષો થાયછે.

---

# પ્રકરણ ૮ મું.



## માલની આપ લે અથવા બદલો.

હિન્દુસ્તાનના વેપારની પ્રગતિ અથવા ખીલવણી—

પ્રાચીન વખતમાં, હિન્દુસ્તાન, તેજાના, જવાહીર, મલમલ તથા બીજો કીમતી અને કદમાં ન્હાનો માલ પરદેશ ચઢાવતો અને તેને બદલે સોનું, રૂપું, ધાતુ અને ( ગરમ? ) કાપડ બહારથી આયાત ક-રતો. ઈસિવી સનના પહેલા સૈકામાં દર વર્ષે, હિન્દુસ્તાન પાંચ લાખ પાઉન્ડ ( ૭૫ લાખ રૂપીઆ )નું સોનું યુરોપથી ખરીદ કરતું. યુરો-પીઅનો, હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારથી અરાઢમા સૈકાના અન્ત સુધી હિન્દુસ્તાન પોતાના દેશમાં તૈયાર કરેલો માલ અગર વસ્તુઓ બહાર ચઢાવતું. પણ યુરોપીઅન ઉદ્યોગોની ઝપાટાબંધ ખીલવણી તથા વૃદ્ધિને લીધે ઓગણીસમા સૈકાનાં પહેલાં પચાસ વર્ષમાં વસ્તુસ્થિતિ બદલાઇ ગઈ અને હવે તો હિન્દુસ્તાન માત્ર કાચો માલ મોકલનારો અને પરદેશી બનાવટનો માલ મ્હોટા જથામાં ખરીદનારો દેશ થઇ પડયો છે. નીચેના આંકડાઓ ઉપરથી સોના રૂપા સુદ્ધાન્ત હિન્દુસ્તા-નનો નિકાસ વેપાર કેટલો વધ્યો છે તે જણાશેઃ—

| વાર્ષિક સરાસરી. | આયાત માલની કીમત. | નિકાસ માલની કીમત. | આયાત કરતાં નિકાસ કેટલો વધારે. |
|---|---|---|---|
| દસ વાર્ષિક. | | | |
| ૧૮૩૯ માં પૂરાં થતાં દસ વર્ષમાં. | ૭·૩૨ કરોડ રૂપીઆ. | ૧૧·૩૨ કરોડ રૂપીઆ. | ૪·૦૦ કરોડ રૂપીઆ. |
| ૧૮૫૮ ,, ,, | ૨૬·૮૫ ,, ,, | ૨૫·૮૫ ,, ,, | ...... |
| ૧૮૬૮ ,, ,, | ૪૯·૩૧ ,, ,, | ૫૭·૬૬ ,, ,, | ૮·૩૫ ,, ,, |
| ૧૮૭૮ ,, ,, | ૪૮·૨૨ ,, ,, | ૬૩·૧૩ ,, ,, | ૧૪·૯૧ ,, ,, |
| ૧૮૮૮ ,, ,, | ૭૫·૧૩ ,, ,, | ૯૦·૨૮ ,, ,, | ૧૫·૧૫ ,, ,, |
| ૧૮૯૮ ,, ,, | ૮૮·૫૬ ,, ,, | ૧૧૩·૯૩ ,, ,, | ૨૫·૩૭ ,, ,, |
| ૧૯૦૩ માં પૂરાં થતાં પાંચ વર્ષમાં. | ૧૧૦·૬૯ ,, ,, | ૧૩૬·૫૯ ,, ,, | ૨૫.૯૦ ,, ,, |
| ફક્ત ૧૯૦૫ માં | ૧૨૪·૦૦ ,, ,, | ૧૬૮·૧૬ ,, ,, | ૪૪·૧૬ ,, ,, |
| ,, ૧૯૦૬ માં | ૧૩૫·૫૦ ,, ,, | ૧૮૨·૨૭ ,, ,, | ૪૬·૭૭ ,, ,, |
| ,, ૧૯૦૭ માં | ૧૬૨·૬૭ ,, ,, | ૧૮૨·૬૩ ,, ,, | ૧૯·૯૬ ,, ,, |

## હિન્દુસ્તાનના આયાત વેપારની વિગત, ૧૯૦૭.

| | | | |
|---|---|---|---|
| વેપારી વસ્તુઓ અથવા માલ... | ૧૨૯·૮૫ | કરોડ | રૂપીઆનો |
| સોનું તથા રૂપું... ... | ૩૨·૮૨ | „ | રૂપીઆનું |
| કુલ | ૧૬૨·૬૭ | „ | રૂપીઆ. |

ઉપર કહેલ વેપારની વસ્તુઓમાં નીચેની વસ્તુઓ છેઃ—

| | | કરોડ | રૂપીઆ. |
|---|---|---|---|
| ૧ કાપડ... ... ... | ૪૮·૦૪ | „ | „ |
| ૨ ધાતુઓ. | | | |
| લોઢું તથા પોલાદ... ... | ૯·૭૫ | „ | „ |
| ત્રાંબું... ... ... | ૨·૦૬ | „ | „ |
| સંચાઓ... ... ... | ૬·૫૮ | „ | „ |
| લોઢા વિગેરે ધાતુનો સામાન તથા કાપવાનાં હથિયાર...... ... | ૩·૧૬ | „ | „ |
| ઓજારો તથા સરસરંજામ.... | ૧·૩૬ | „ | „ |
| રેલવેનો સામાન... ... | ૭·૨૦ | „ | „ |
| ૩ ખાવા પીવાની વસ્તુઓ. | ૧૬·૫૪ | „ | „ |

| | | | |
|---|---|---|---|
| ખાંડ... ... ... | ૯·૨૨ | કરોડ | રૂપીઆની |
| ખોરાકની ચીજો... ... | ૨·૭૪ | „ | „ |
| તેજાના... ... ... | ૧·૫૬ | „ | „ |
| દારૂ... ... ... | ૧·૧૦ | „ | „ |
| મીઠું... ... ... | ૦·૮૦ | „ | „ |

૪ **કપડાં** ( રૂનાં શિવાયનાં. )

| | | | |
|---|---|---|---|
| ગરમ કાપડ...... ... | ૨.૭૬ | ,, | ,, |
| રેશમી ,, ... ... | ૨.૧૩ | ,, | ,, |
| શીવેલાં કપડાં ( બૂટ સુદ્ધાન્ત )... | ૨.૫૮ | ,, | ,, |

૫ **ખનીજ તેલ** ( કેરોસાઈન સુદ્ધાન્ત ) ૩.૧૫ ,, ,,

૬ **બીજી વસ્તુઓ,** જેવી કે—

| | | | |
|---|---|---|---|
| કાચનો સામાન... ... | ૧.૪૪ | ,, | ,, |
| ગાડીઓ તથા ગાડાંઓ... ... | ૧.૧૮ | ,, | ,, |
| કાગળો... ... ... | ૦.૯૯ | ,, | ,, |
| દીવાશળી... ... ... | ૦.૭૩ | ,, | ,, |
| ઇત્યાદિ. | ઇત્યાદિ. | | |

આપણી કુલ આયાતના સેંકડે ૩૯ ટકા કાપડ તથા સૂતર, ૧૨ ટકા ધાતુ ( લોઢું, પોલાદ તથા ત્રાંબું ), અને ૭ ટકા ખાંડ છે. તે શિવાયની બીજી ચીજો બહુ થોડી છે. આપણી વેપારી વસ્તુઓની આયાતમાં સેંકડે ૬૬.૮ ટકા યુનાઈટેડ કિન્ડમમાંથી, અને ૭.૩ ટકા બીજાં બ્રિટિશ સંસ્થાનોમાંથી આવે છે, જ્યારે બીજા પારકા દેશો ફક્ત ૨૫.૯ ટકા અથવા ¼ જેટલો માલ પૂરો પાડે છે.

## હિન્દુસ્તાનના નિકાસ વેપારની વિગત, ૧૯૦૭.

હિન્દુસ્તાનની પરદેશ ચઢેલી વસ્તુઓ. ૧૭૩.૪૨ કરોડ રૂપીઆની
હિન્દુસ્તાનમાંથી ફરી નિકાસ થયેલી
પરદેશી વસ્તુઓ... ... ... ૩.૭૬ ,, ,,

સોનું તથા રૂપું... ... ... ૫·૪૪ ,, ,,

કુલ. ૧૮૨·૬૩ કરોડ રૂપિઆ.

ઉપર કહેલ હિન્દુસ્તાનના નિકાસ વેપારમાં નીચેની વસ્તુઓ છેઃ—

૧ કાચા પદાર્થો... ... ... ૭૬·૨૨ કરોડ રૂપીઆના

| | | |
|---|---|---|
| જેમાં, રૂ... | ૨૫·૭૦ | કરોડનું |
| જૂટ અથવા શણ... | ૧૭·૫૭ | ,, |
| દાણા અગર બીઆં...... | ૧૬·૮૧ | ,, નાં |
| ચામડાં... | ૧૦·૯૫ | ,, |
| ઉન | ૨·૧૦ | ,, નું |
| રેશમ .... | ૦·૬૩ | ,, |

૨ ખાવા પીવાના પદાર્થો. ... ૪૪·૬૭ ,, કરોડના.

| | | |
|---|---|---|
| જેમાં—ચોખા... | ૨૦·૩૩ | ,, |
| ચ્હા... | ૧૦·૩૦ | ,, નો |
| ઘઉં તથા લોટ... | ૯·૧૪ | ,, |
| કઠોળ તથા બાજરી. | ૨·૭૨ | ,, ની |
| કૉફી... | ૧·૧૧ | ,, |

૩ ધાતુઓ તથા ધાતુની ચીજો...... ૧·૧૦ કરોડની

૪ હિન્દુસ્થાનમાં (પૂરી તથા અધુરી) બનાવેલી ચીજો

... ... ૩૯·૨૯ કરોડની

જેમાં—

| | | | |
|---|---|---|---|
| જૂટ અથવા શણુમાંથી બનતો માલ. | | ૧૮·૨૯ | કરોડનો |
| રૂમાંથી બનતો માલ... | ... | ૧૦·૭૬ | „ |
| ગળી... | ... ... | ૦·૬૩ | „ ની |
| તેલ... | ... ... | ૦·૮૫ | „ નું |
| લાખ... | ... ... | ૪·૦૮ | „ ની |

૫ **અફીણ.** ... ... ૮·૬૭ કરોડનું
ઇત્યાદિ. ઇત્યાદિ.

આપણા કુલ નિકાસના સેંકડે ૨૫·૮ ટકા યુનાઇટેડ કિન્ડમમાં, ૧૭·૧ ટકા બીજાં બ્રિટિશ સંસ્થાનોમાં અને ૫૭·૧ ટકા પર મુલકોમાં જાયછે. નિકાસ માલમાં ફક્ત ૨૦ ટકા હિન્દુસ્તાનમાં તૈયાર થયેલો માલ છે, અને આ ૨૦ ટકામાંથી પોણો ભાગ રૂ તથા જૂટ અથવા શણુમાંથી બનતા માલનો છે, એટલે કે કુલ નિકાસના ૧૫ ટકા અને કાચા પદાર્થોનો ૪૦ ટકા તથા દાણાનો ૨૦ ટકા છે.

આપણા ( આયાત નિકાસ બન્ને મળી ) પરદેશો સાથેના કુલ વેપારના ૪૩·૧ ટકા યુનાઇટેડ કિન્ડમના છે. ૮.૩ ટકા જર્મની, ૫·૭ ટકા ચીન, ૫·૫ યુનાઇટેડ સ્ટેટસ અને ૩·૬ ટકા જાપાનના છે.

**હિન્દુસ્તાનના વેપારની જમે ઉધાર બાજુ અથવા સમતોલપણું.**

સને ૧૯૦૭ માં પૂરાં થતાં પાંચ વર્ષમાં ( સરકારી આપ લે બાદ કરતાં ) આયાત કરતાં નિકાસના વધારાની સરાસરી ૩૮·૨૦ કરોડ રૂપીઆની થઈ છે, એટલે કે, નિકાસ થતા માલની સરાસરી કીમતના સેંકડે ૨૨·૨ ટકા જે વધારો થાય છે તે દેશમાંથી ઘસડાઇ

જાય છે. આટલે સુધી વેપારનું સમતોલપણું હિન્દુસ્તાનની વિરૂદ્ધ છે, અર્થાત્, બીજા દેશોમાંથી એને જે મળે છે તે કરતાં વધારે પોતે આપે છે. આ સ્વાભાવિક પરિણામ કેટલેક અંશે હિન્દુસ્તાન દેણદાર હોવાથી તથા કેટલેક અંશે તેની રાજ્યકીય સ્થિતિને લીધે છે.

આ ૩૮ કરોડ રૂપીઆની રકમમાંથી એક ભાગ, ઈંગ્લાંડની જે મૂડી હિન્દુસ્તાનની (ખાનગી) રેલવેઓ, ગળી, ચ્હા, મીલો, ખાણો; અને એવા બીજા ઉદ્યોગોમાં છે. તેના વ્યાજ તરીકે જાય છે, અને બીજે, હિન્દુસ્તાનમાં કામ કરતા યુરોપીઅન વેપારીઓ, બૅરિસ્ટરો, દાક્તરો તથા અમલદારો, દર વર્ષે જે બચાવે છે તે તરીકે જાય છે. પણ હિન્દુસ્તાનમાંથી જે નાણું ઘસડાઇ જાય છે તેનો મ્હોટો ભાગ, જેને 'હોમ ચાર્જિઝ' કહે છે, એટલે કે, ઈંગ્લન્ડમાં આપણે ખાતે જે ખરચ થાય છે (જે વર્ષે દહાડે ૨૭ કરોડ રૂપીઆ થાય છે) તે છે.

સન્ ૧૯૦૨ માં આ 'હોમ ચાર્જિઝ' ના જે ૨૬.૫ કરોડ રૂપીઆ થયા હતા તેની વિગત નીચે પ્રમાણે છેઃ—

| | | પાઉન્ડ | રૂપીઆ. |
|---|---|---|---|
| ૧ | રેલવે મહેસૂલનો હિસાબ...... (એટલે કે સરકારે ખરીદ કરી લીધેલા રેલવે કંપનીના તમામ શેરો બદલ દર સાલ જે રકમ આપવાની તે તથા રેલવેના સામાનની કીંમત, વગેરે.) | ૬૫ લાખ | =૯ કરોડ ૭૫ લાખ. |
| ૨ | પેનશન (સિવિલ તથા લશ્કરી) | ૪૭ „ | ૭ „ ૫ „ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | દેવાંનું વ્યાજ.................. | ૨૮ ,, | ૪ ,, | ૨૦ | ,, |
| ૪ | જે વસ્તુઓ સરકારને પ્રથમથી લઈ ભરી રાખવા પડે છે તેની કીંમત | ૧૮ ,, | ૨ ,, | ૭૦ | ,, |
| ૫ | ઈગ્લન્ડમાંથતો હિન્દુસ્તાન ખાતાનો દીવાની ખરચ.................. | ૪ ,, | ૦ ,, | ૬૦ | ,, |

કુલ ૧૭૭ લાખ પાઉન્ડ અથવા ૨૬ કરોડ ૫ લાખ રૂપીઆ

**'હોમ ચાર્જિઝ' ની આર્થિક અસરો—**

'હોમ ચાર્જિઝ' ને લીધે હિન્દુસ્તાનને દર વર્ષે આયાત ઉપરાંત ૧૮૦ લાખ પાઉન્ડ અને ૨૭ કરોડ રૂપીઆની કીંમતનો માલ વિશેષ મોકલવો પડે છે. આ પ્રમાણે,

(અ) દેશની એટલી મૂડી ઓછી થાય છે અને આર્થિક સ્રાવ–નુકશાન–સહન કરવું પડે છે. જો કે તેના કંઈક બદલામાં હિન્દુસ્તાનને તેમની બહુ કીમતી સેવા મળે છે.

(બ) 'હોમ ચાર્જિઝ' માટે જે પૈસા આપવાના તે અદા કરવા સારૂં હિન્દુસ્તાન પોતાના દાણા કે જેમાંથી લાભકારક રીતે વિવિધ વસ્તુઓ પોતાની મેળે બનાવી શકે* એમ છે તે ત્યાં મોકલી દે છે.

---

*બનાવી શકતું નથી માટે કાચો માલ મોકલે છે. નહિ તો કાચો માલ મોકલવાની તેમને કોણ ફરજ પાડે છે? માટે આ નુકશાન કમી કરવાનો ખરો ઉપાય એ છે કે આ દેશમાં કારખાનાં કાઢી હિન્દી બનાવટની ચીજો પરદેશ મોકલવી. હોમ ચાર્જિઝ ભરવા માટે કાચો માલ મોકલવો પડે છે એમ કહેવું યથાર્થ નથી. ભા. ક.

## હિન્દુસ્તાનનું રાજ્યકીય દેવું, ૧૯૦૪.

પાઉન્ડમાં દેવું......૧૩૩૦ લાખ પાઉન્ડ=૧૯૯ કરોડ રૂપીઆ
રૂપીઆમાં દેવું ..........................૧૨૨ „ „

કુલ ૩૨૧ કરોડ રૂપીઆ.

**સદરહુ દેવાની વિગત:—**

મ્યુનિસિપાલીટીઓ, દેશી રાજ્યો વગેરેને કરજે આપવા જે નાણું લીધેલાં તેનું વ્યાજ....૧૮ કરોડ રૂપીઆ.
રેલવે બાંધવા તથા ખરીદવા સારૂ (એટલે, કે મૂડીને એવી રીતે રોકવી કે જેમાંથી કંઈ ઉત્પન્ન થાય તે સારૂ) નાણું કરજે લીધેલાં તે..............................૧૯૧.૫ „ „
નહેરો બનાવવા સારૂ જે નાણું લીધેલાં તે...૩૯.૨ „ „
ચોખ્ખું સામાન્ય દેવું......................૭૨.૫ „ „

કુલ ૩૨૧.૨ „ „

સરકારે હિન્દુસ્તાન માટે ઇંગ્લન્ડમાંથી કરજે લીધેલાં નાણું એટલે દેવા રૂપીઆ ઉપર દર વર્ષે ચોખ્ખું વ્યાજ ૧ કરોડ ૨૦ લાખ રૂપીઆ થાય છે, જે લોકને સહન કરવું પડે છે.

## હિન્દુસ્તાનના ચલણનો ઇતિહાસ.

મુસલમાનોએ હિન્દુસ્તાન ઉપર ચઢાઇઓ કરી તે પહેલાં હિન્દુ-

સ્તાનનું મુખ્ય ચલણ સોનાનું હતું. થોડી આપ લે માટે ત્રાંબાનો સિક્કો હતો અને થોડા પ્રમાણમાં રૂપાના સિક્કા પણ પાડવામાં આવતા. દક્ષિણ હિન્દુસ્તાન, પ્રમાણમાં મુસલમાની અમલથી સ્વતન્ત્ર હોવાથી ત્યાં સોનાનું ચલણ સને ૧૮૧૮ સુધી હતું. જેને રૂપાનો 'ટંક' અથવા 'ટાંક' કહેતા તે ઈ. સ. ૧૨૩૩ માં અલ્તમસ પાદશાહે પ્રથમ પડાવ્યો અને તે ધીમે ધીમે શેરશાહના રાજ્યમાં ( ઈ. સ. ૧૫૪૨ માં ) ઉત્તર હિન્દુસ્તાનનું ચલણ થયો અને ત્યાં તેને 'રૂપી' નામ આપવામાં આવ્યું; સોના તથા રૂપાના સિક્કા વચ્ચેનું પ્રમાણ વખતો વખત જૂદું રહેતું.

ઈ. સ. ૧૭૬૬ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ સોનું તથા રૂપું એ બન્ને ધાતુનાં ચલણ દાખલ કરવાનો અથવા સોના રૂપા વચ્ચેનું પ્રમાણ નક્કી કરાવી તે પ્રમાણે ચલણ દાખલ કરવાનો યત્ન કર્યો. તેમની સોનાની એક મહોરની કીમત ૧૪ સિક્કાઈ રૂપીઆ હતી. ઈ. સ. ૧૭૬૯ ની નવી મહોરોનો બજાર ભાવ જો કે ઓછો હતો છતાં એક મહોરના ૧૬ સિક્કાઈ રૂપીઆ પ્રમાણે તે જાહેર કરવામાં આવ્યો. સને ૧૭૭૩ માં હિન્દુસ્તાનના ચલણમાં જે ગરબડાટ થઈ ગયો હતો. તે ઠેકાણે પાડ્યો; તે વખતે હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં મળી ૧૩૯ જાતની સોનાની મહોરો, ૬૧ જાતના સોનાના 'હુણ,' અથવા દક્ષિણ હિન્દુસ્તાનના સિક્કા, ( જેને યુરોપીઅનો 'પેગોડા' કહેતા તે, ) ૫૫૬ જાતના ચાંદીના રૂપીઆ અને તે શિવાય ૨૧૪ જાતના પરદેશી સિક્કા ચાલતા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ કાયદાથી બીજા તમામ રૂપાના સિક્કાને બદલે બીજા શાહઆલમના રાજ્યનો "૧૯ મા વર્ષનો સિક્કાઈ રૂપીઓ" દાખલ કર્યો.

ઈ. સ. ૧૮૭૫ માં સરકારે આખા હિન્દુસ્તાનમાં રૂપાના રૂપી-

આને કાયદેસર એકજ ચલણ તરીકે જાહેર કર્યો અર્થાત, છેવટે બે ધાતુનું ચલણ છોડી દીધું અને એકલું રૂપાનું સ્વીકાર્યું, તથા સોનાના સિક્કાની કીમત કાયદાથી નક્કી ઠરાવવાને બદલે તે લેનાર અગર ખરીદનારની મરજી ઉપર રાખ્યું. દરેક સિક્કો ૧૮૦ ગ્રેન ( રતિ ) નો ( જેમાં ૧/૧૨ ભેગ હતો ) એવી સોનાની મહોરો તથા રૂપાના રૂપીઆ પાડવામાં આવતા. આ નવી સોનાની મહોરો સરકારી તિજોરીમાં લેવામાં આવતી, પણ તે બજાર ભાવે. પરંતુ ૧૮૫૨ માં સોનાને ચલણમાંથી કાઢી નાખવામાં આવ્યું અને તેથી તે વખતથી સરકારી તિજોરીએ સોનાના સિક્કા લેવા બંધ કર્યા. આ ભૂલ હતી, કારણ કે રૂપાનો ભાવ ઝપાટાબંધ ઉતરવા માંડયો અને ઘણા ખરા યુરોપીઅન દેશોએ રૂપાને ચલણમાંથી કાઢી નાંખ્યું. જેથી સોનાના ચલણવાળા ઓસ્ટ્રેલિયા તથા યુરોપના દેશો સાથેનો હિન્દુસ્તાનનો વેપાર બહુ અટકી ગયો અને વેપારી મંડળો જેવાં જાહેર મંડળો તથા ઘણા અનુભવી અમલદારોએ ફરી સોનાનું ચલણ દાખલ કરવાનો આગ્રહ કર્યો. છતાં સરકારે બહુ મમતાથી આશા રાખી કે બે ધાતુનું ( સોના રૂપાનું ) ચલણ ફતેહમંદ થશે અને તેથી બજાર ભાવે નહિ પણ સરકાર વખતો વખત જે ભાવ નક્કી કરી જાહેર કરે તે ભાવે સોનાના સિક્કા સરકારી તિજોરીમાં લેવાનું જાહેર કર્યું. આર્થિક નિયમોથી વિરૂદ્ધ અને એક જ દેશની પૈસા સંબંધી લેવડ દેવડમાં અનિશ્ચિતતા દાખલ કરનાર તરીકે આવી યોજના સ્વાભાવિક રીતે નિષ્ફળ થઈ.

**ચલણ સંબંધી કાયદા**—કીમતમાં "ઘટતા જતા આ રૂપીઆ"ના વટાવનો ભાવ ઝપાટાબંધ નીચો જવાથી હિન્દુસ્તાનસરકારનો પૈસા સંબંધી બોજો બહુ વધ્યો, હિન્દુસ્તાનના ઇંગ્રેજ અમલદારો, તેમના પૈસા વિલાયત મોકલવાના હોવાથી સંકટમાં આવ્યા,

પરદેશ સાથેનો વેપાર અવ્યવસ્થિત અથવા અસ્થિર થયો અને 'હોમ ચાર્જિઝ'નો ખરચ જે પાઉન્ડમાં આપવાનો હતો તેની રૂપીઆમાં ઝપાટાબંધ વધતી જતી કીમત પૂરી પાડવા સારૂ કર વધારવો પડ્યો. તેથી છેવટ સને ૧૮૯૩ માં સરકારને આ બાબતમાં કાયદો કરવાની ફરજ પડી. આ કાયદાથી,

(ક) ખાનગી માણસો માટે રૂપાના સિક્કા પાડવા સારૂ ટંકશાળો બંધ કરી, પરંતુ કોઈ કારણથી દેશમાં રૂપીઆની અછત થતાં તે પૂરી પાડવા સરકારને તે પાડવાની છૂટ રાખી;

(ખ) ટંકશાળોમાં સોનું ( સોનાના પાઉન્ડ તથા સોનાની લગડી બન્ને ) લેવું અને એક પાઉન્ડના ૧૫ રૂપીઆ પ્રમાણે રૂપીઆ આપવા, પરંતુ લોકને હજી સોનાના સિક્કા પાડી આપવાનું ઠરાવવામાં આવ્યું નહોતું;

(ગ) સરકારી મહેસૂલ, દંડ, કર વગેરે લ્હેણું કોઈ પાઉન્ડમાં આપે તો ઉપર નક્કી કરેલે ભાવે સરકારે તેની પાસેથી રૂપીઆને બદલે સોનાના પાઉન્ડ લેવા. સને ૧૮૯૯ ના કાયદાથી.

(ઘ) રૂપીઆ સાથે સોનાના સિક્કાનું ચલણ કાયદેસર ઠરાવ્યું,

અને

(ઙ) સોનાના સિક્કા હિન્દુસ્તાનની ટંકશાળોમાં પાડવાનું મંજૂર થયું.

**સોનાનું ચલણ**—જો કે હિંન્દુસ્તાનમાં હાલ રૂપા તથા સોનાનું, એમ બન્ને કાયદેસર ચલણ છે તો પણ વાસ્તવિક રીતે એકજ ધાતુનું

(સોનાનું) ચલણ દાખલ કરવાનો માર્ગ તૈયાર કરવામાં આવ્યો છે.

સને ૧૮૯૩ તથા ૧૮૯૯ ના ચલણના કાયદા દેશકાળ ફરતા સુધી અથવા સન્ક્રાન્તિ કાળ સુધીને માટે કરવામાં આવ્યા છે; એટલે કે, એવી આશા રાખવામાં આવી છે કે ધીમે ધીમે રૂપીઆનું ચલણ ઓછું થઈ જશે અને સોનાનું વધશે, અને તે એટલે સુધી કે છેવટ સરકારને કોઈ પણ તરેહના પૈસાના ભારે નુકશાન વિના રૂપાનું ચ-લણ બંધ થઈ શકે.

રૂપાનું ચલણ એકદમ બંધ કરવાથી રૂપાનો ભાવ ઓછો થઈ જાય અને સોનાનો બહુ વધે, અને તેથી રૂપાને સોનામાં બદલતાં અર્થાત્ રૂપાનું ચલણ કાઢી સોનાનું ચલણ કરતાં જે બેહદ ખરચ થાય તેથી સરકારને નુકશાન ન થાય.

હિન્દુસ્તાનમાં સોનાનું ચલણ સ્થાપવા માટે એ સરતોની જરૂર છેઃ—

(૧) કે પરદેશ સાથેનો હુંડીનો વટાવ હિન્દુસ્તાનને લાભનો જોઇએ, અર્થાત, હિન્દુસ્તાનને આયાત કરતાં નિકાસ વિશેષ કરવો જોઇએ અને તેટલા વિશેષ નિકાસ કરેલા માલના બદલામાં તેણે સોનું લેવું જોઇએ. [ હાલ હિન્દુસ્તાનનો આયાત કરતાં નિકાસ વધારે છે પણ તે વધારો ફક્ત (ઇંગ્લન્ડ વગેરેનું દેવું) વાળવામાં જ જાય છે અને તેથી કરી તેના બદલામાં હિન્દુસ્તાનમાં સોનું આવતું નથી. ]

(૨) સોનાના ચલણની સ્હામા નોટો વગેરે જેની નાણાં તરીકે છેવટ કંઈ કીમત નથી એવાં કાગળીઆંના જથાબંધ ચલણને ચલાવવું ન જોઇએ.

પરંતુ આ બેમાંથી એકે હિન્દુસ્તાનમાં નથી.*

## લોકને રૂપાના સિક્કા ( રૂપીઆ ) પાડી આપવાની છૂટ સ્હામે ટંકશાળો બંધ કરવાથી થયેલી અસરો.

(૧) આ ફેરફારથી સરકાર વટાવની મુશ્કેલીમાંથી બેશક છૂટી

---

* શું હિન્દુસ્તાનમાં રૂપું એટલું બધું ભરાઇ ગયું છે કે જે બીજે ઠેકાણેથી સોનું ખરીદવામાં ન ખપે? ના, એમ નથી. ( મેકલાઉનો આ મત ખરો હોય એ બહુ શંકા ભરેલું છે. ) સને ૧૮૯૨ માં મિ. ડગલસે એવો અડસટ્ટો કાઢ્યો છે કે હિન્દુસ્તાનમાં ૧૬ કરોડ પાઉન્ડની કીમતનું રૂપાનું ચલણ છે, અને તે બંધ કરી સોનાનું ચલણ ચલાવવામાં આવે તો ફક્ત ૮ કરોડ પાઉન્ડની કીમતનું સોનું જોઈએ. [ હિન્દુસ્તાનમાં રૂપાના ચલણનો છેવટનો સરકારી અડસટ્ટો ફક્ત ૧૫૫ કરોડ રૂપીઆ એટલે ૧૦૪૦ લાખ પાઉન્ડનો છે.] આ ૮ કરોડ પાઉન્ડ (૧ અબજ ૨૦ કરોડ રૂપીઆ )નું સોનું ક્યાંથી લાવવું? એમ થવાથી, શું રૂપામાં આપવાની સોનાની કીમત અતિશય વધી નહિ જાય? મેકલાઉનો એ બાબત આશા ભર્યો મત છેઃ—"સોનાની ખરી જરૂર નથી. હિન્દુસ્તાનને યુરોપનાં બજારોમાંથી એક તોલો સોનું પણ લેવાની જરૂર નહિ પડે. લોર્ડ ડેલહાઉઝીએ સોનાનું ચલણ બંધ કરવાથી આશરે ૧૨ કરોડ સોનાના (૧ અબજ ૮૦ લાખ રૂપીઆના) પાઉન્ડ ( સોના મ્હોર ) હિન્દુસ્તાનમાં ડટાઇ ગયા છે; અને ઈ. સ. ૧૮૩૫ થી ૧૮૯૦ સુધીમાં ૧૩ કરોડ ૧૦ લાખ સોનાના પાઉન્ડ હિન્દુસ્તાનમાં આયાત થયા છે. હિન્દુસ્તાનમાં પુષ્કળ સોનું ડટાએલું છે. તેમને લાલચ આપો, સોનાનું ચલણ દાખલ કરો, એટલે આ અઢળક ડાટેલું સોનું બહાર નીકળી આવશે—ચલણમાં આવશે." (પણ મેકલાઉ ભૂલી જાય છે કે ઉપલા અગર ઉંચા વર્ગના લોકો જે સોનાનાં

થઇ પણ હિન્દુસ્તાનના લાખ્ખો ખેડુતો, જેમણે પોતાની બચતમાંથી રૂપાના દાગીના કરી રાખ્યા હતા તેની કીમતમાંથી એકદમ કે જેટલી કીમત ઓછી થઈ ગઈ, અર્થાત, તેમની ત્રીજા ભાગની મૂડી ઓછી થઈ ગઇ, કારણ કે લોકને રૂપીઆ પાડી આવવાનું બંધ કરવાથી રૂપાના દાગીનાને ગાળી તેમાંથી રૂપીઆ પાડી શકાયા નહિ, પણ તે રૂપાના બજાર ભાવે, કે જે રૂપાના સિક્કા ( રૂપીઆ ) કરતાં ૩૩ ટકા ઓછો હતો, તે ભાવે વેચી નાંખવા પડ્યા.

(૨) રૂપાના સિક્કા (રૂપીઆ) અને રૂપા વચ્ચેની કીમતના આ અસ્વાભાવિક અને અસાધારણ મ્હોટા તફાવતથી ખોટા રૂપીઆ પાડવાને જબરૂં ઉત્તેજન મળ્યું; કારણ કે, એક સો રૂપીઆમાં ૯૧.૬ તોલા ચોખ્ખું રૂપું (ચાંદી) હોય છે, અને બજાર ભાવ પ્રમાણે તેટલી ચાંદીના ફક્ત ૬૧ રૂપીઆ પડે, એટલે કે, રૂપીઆ પાડનારને દર સો રૂપીએ લગભગ ૩૯ રૂપીઆ નફો રહે.

(૩) વટાવ કે હુંડીઆમણનો ભાવ સરકારથી નક્કી થઇ શકે નહિ. એક પાઉન્ડના ૧૫ રૂપીઆનું જે પ્રમાણ અગર ધોરણ હિન્દુસ્તાન સરકારથી સને ૧૮૯૩ માં ઠરાવવામાં આવ્યું છે તે હદે તે છેક સને ૧૮૯૮ માં પહોંચ્યું અને સને ૧૯૦૬ પછી ભાગી પડ્યું,

---

ઘરેણાં ડાટે છે તેના તેઓ ભાગ્યે જ ફરી સિક્કા પડાવે છે; પણ ગરીબોનાં રૂપાનાં ઘરેણાં જ્યારે જ્યારે તંગી પડે ત્યારે વેચવામાં આવે છે, અથવા ટંકશાળો ખુલ્લી હતી ત્યારે રૂપીઆ પડાવવા ટંકશાળમાં મોકલવામાં આવતા. વળી મેકલાઉને ભય રાખવાનું કારણ નથી કે હિન્દુસ્તાનના લોકો જે સામાન્ય રીતે ગરીબ છે તેમની ટેવોને સોનું અનુકૂળ નહિ આવે; કારણ કે હિન્દુસ્તાનુ પ્રાચીન સમયથી સોનાના સિક્કાને ટેવાએલું છે !!!)

કારણ એ આર્થિક નિયમથી વિરૂદ્ધ છે. તેથી, સરકાર વટાવનો ભાવ કાયમ રાખી શકે એટલા માટે ટંકશાળો બંધ કરવાનું લેવામાં આવેલું પગલું નિષ્ફળ થયું છે, જો કે તેથી વટાવના ભાવમાં એકદમ અને ભારે ફેરફાર થતા અટક્યા છે.

(૪) ચલણમાં ફરતા રૂપીઆની સંખ્યાની આ કૃત્રિમ હદને લીધે રૂપીઆની સિક્કા તરીકે કીમત છે, કે જે એની ખરી કીમત કરતાં લગભગ ૪૦ ટકા વધારે છે. તેથી જે વસ્તુના ભાવ અગર કીમત રૂપીઆમાં ગણવામાં આવે છે તે કીમત ઓછી ગણવા તરફ વલણ છે.* અર્થાત, રૂપીઆની ખરીદ શક્તિ વધવા તરફ વલણ તેથી જે કર અથવા પૈસા હિન્દુસ્તાનના લોકોને સરકારને આપવા પડે છે તેટલા પૈસાની, આગળ કરતાં વધારે વસ્તુઓ મળે. એજ પ્રમાણે, જે વખતે રૂપીઆ પાડવાની છૂટ હતી તે વખતે કરેલા દેવા બદલ જે રૂપીઆ આપવાના, તે દેવું હવે કૃત્રિમ રીતે કરેલા ઊંચા ભાવ-વાળા ( ખરી રીતે હાલ જેની કીમત ૧૦ થી ૧૧ આના છે તેની ૧૬ આના ઠરાવેલા એવા) રૂપીઆમાં વાળવાનું હોવાથી રૂપીઆ વધારે આપવાના તેથી, આ ચલણના કાયદાથી હિન્દુસ્તાનના ખેડુતોને, હિન્દુસ્તાનના કર ભરનારાને, તથા પરદેશમાં જેને દેવું વાળવાનું છે એવા હિન્દુસ્તાનના દેણદારને સરખી રીતે સહન કરવું પડે છે.

---

* સરકાર કબૂલ કરે છે કે "ચલણમાં ફરતા રૂપીઆની સંખ્યા કે જે ટંકશાળો બંધ કર્યા પછીનાં ત્રણ વર્ષમાં રૂપીઆ પાડવાનું બંધ કરવાથી ઓછી થઈ તેને લીધે સને ૧૮૯૮ તથા ૧૮૯૯માં ભાવોની સામાન્ય હદમાં દેખીતો ઘટાડો થયો. સને ૧૮૯૬–૯૭ના મ્હોટા દુકાળ પછી તરતના જ વર્ષમાં અનાજનો ભાવ જે અભા-યબ જેવો સોંઘો થયો, તે પણ આ મતને ટેકો આપે છે.

[ પણ આ આર્થિક સિદ્ધાન્તના અમલમાં અટકાવ થયો છે, અને ટંકશાળો બંધ થઈ તથા આપણો પરદેશો સાથેનો નિકાસ વેપાર અત્યન્ત વધ્યો ત્યારથી વારંવાર દુકાળો પડવાથી વસ્તુઓના ભાવ વધ્યા છે. ]

(૫) બેશક, પરદેશના વેપારીઓ જે માલ આપણી પાસેથી ખરીદે છે તે બદલ એમને જે નાણું આપણી તરફ વાળવું પડે છે તે સોનાના સિક્કા ( પાઉન્ડ )માં વાળવાનું હોવાથી હિન્દુસ્તાનમાં સોનાની આવક વધતી જાય છે, એટલે કે, હિન્દુસ્તાનમાં રૂપીઆની કીમત કૃત્રિમ રીતે વધારી છે ત્યારે સોનાની સહેજ કમી થતી જાય છે; સોનામાં ગણતાં હિન્દુસ્તાનની ચીજોની કીમત વધારે પડશે અને તેથી જેટલી વધારે પડશે તે જ પ્રમાણમાં સોનાના ચલણવાળા દેશોમાં તેમનું વેચાણ અટકશે—કમી થશે. પણ દેશની અંદરના વેપાર માટે કારીગર અથવા મજૂરની મજૂરીના પૈસા માટે, અને લોકના હમેશના ખરચ માટે, હિન્દુસ્તાન જેવા ગરીબ અને હલકા સુખના ધોરણવાળા દેશમાં રૂપાને બદલે સોનાનું ચલણ (રૂપીઆને બદલે મહોર) કદી ચાલી શકે નહિ. હિન્દુસ્તાનમાં સોનાના સિક્કા ( પાઉન્ડ ) વધારેને વધારે દાખલ થાય છે તેથી રૂપીઆનું ચલણ ઓછું કરે તો હિન્દુસ્તાનના લાખો ગરીબ માણસો જે એકવાર રૂપાનું જ ચલણ જાણે છે અને વાપરી શકે છે તે ઘટી જવાથી તેમને દહાડે દહાડે વધારે હેરાનગતી થાય.

[ ટંકશાળો બંધ કરી તે વખત ધારવામાં હતું તે કરતાં ૧૯૦૦ની સાલથી લોકની જરૂરિયાતને લીધે દર વર્ષે વધારે રૂપીઆ પાડવાની સરકારને ફરજ પડી એમાં શક નથી. ]

હિન્દુસ્તાનના અંદરના વ્યવહાર માટે સોનાનું ચલણ કરવું એ-

તો હવાઈ વિચાર અગર આળસુના સ્વપ્ન જેવું છે. દેશની અંદરના વ્યવહાર માટે એક ધાતુનું અને પરદેશ સાથેના વ્યવહાર (વેપાર) માટે બીજી ધાતુનું ચલણ એ આર્થિક નિયમથી વિરૂદ્ધ છે. છતાં સ્ટ્રેચી કહે છે કે આવી તરેહનું બેવડું ચલણ ફ્રાન્સમાં કેટલાંક વર્ષ સુધી ફતેહમંદીથી ચલાવવામાં આવ્યું હતું. પણ આપણે યાદ રાખવું જોઈએ કે ફ્રાન્સે છેવટે રૂપાનું ચલણ બંધ કર્યું છે, જ્યારે હિન્દુસ્તાનની સરકાર એમ કરી શકતી નથી. હિન્દુસ્તાનનું આવી તરેહનું બેવડું ચલણ અસ્વાભાવિક છે અને તે લાંબું ચાલી શકે નહિ.

(૬) યુરોપમાં તમામ મ્હોટા વ્યવહાર અગર લેવડ દેવડમાં ધાતુને બદલે કાગળીઆનું ચલણ (નોટો વગેરે) ચાલે છે. પણ હિન્દુસ્તાન વાસ્તવિક રીતે ન્હાની લેવડ દેવડનો અને ગરીબ મજૂરોનો દેશ છે તેથી કાગળીઆનું ચલણ દેશની જરૂરિયાતો પૂરી પાડી શકે નહિ; એને તો સિક્કા જ જોઈએ અને તે રૂપાના.

રૂપીઆની સહેજ અછત થતાં હિન્દુસ્તાનના મજૂરો તથા વેપારીઓ કે જેમને પાઉન્ડ તથા નોટો નિરૂપયોગી છે તેમને બહુ સહન કરવું પડે છે. સોનાના એક જ ધાતુના ચલણના હિમાયતીઓએ જે એવી આશા બતાવી હતી કે રૂપીઆના ઘણા ભાગને બદલે નોટોનો ઉપયોગ થશે તે આશા પરિપૂર્ણ થઈ નથી. (દાખલા તરીકે, મિ. મેકલાઉએ શ્રમ કરી શોધી કાઢ્યું છે કે " આપણે હવે કાગળીઆના યુગમાં છીએ, સોના રૂપાના યુગમાં નથી." હાલના વખતમાં મહોરો તથા રૂપીઆનો ઉપયોગ ફક્ત ન્હાના વ્યવહાર અગર લેવડ દેવડમાં થાય છે; વેપાર ધન્ધાની તમામ મ્હોટી લેવડ દેવડો ઉધાર એટલે સાખ ઉપર ચાલે છે. ઇંગલન્ડમાં તો સેંકડે ૯૯ ટકા સાખ ઉપર અથવા ઉધાર અને ફક્ત એક ટકા જેટલો ધન્ધો જ રોકડાં નાણાંની

આપ લેથી ચાલે છે." પણ એટલું કહેવું જોઇએ કે મેકલાઉ આ તેના નિયમ અગર સિદ્ધાન્તો દુનિયાંના પૈસાદારમાં પૈસાદાર દેશમાંથી ગ્રહણ કરે છે અને ગરીબમાં ગરીબ દેશને તે લાગુ પાડે છે!)

(૭) હિન્દુસ્તાનનો ચીન તથા બીજા રૂપાના ચલણવાળા દેશો સાથેનો વેપાર અસ્તવ્યસ્ત થઈ ગયો છે. હિન્દુસ્તાનની સૂતરની મીલોનું મુખ્ય ઘરાક ચીન છે, પણ એ જે સૂતર ખરીદે છે તેના પૈસા રૂપાનાણાંમાં આપતું હોવાથી હિન્દુસ્તાનની ટંકશાળો બંધ થવાને લીધે ચીનના રૂપાના સિક્કા જેને 'ડૉલર' કહે છે તે હિન્દુસ્તાનમાં ચાંદીને ભાવે વેચાવા માંડ્યા; જ્યારે આગળ, એટલે કે હિન્દુસ્તાનની ટંકશાળો લોકને માટે ખુલ્લી હતી ત્યારે, તે આપણા વેપારીઓ લેતા, અને તેમાંથી છૂટથી રૂપીઆ પડાવી શકતા. આ પ્રમાણે હિન્દુસ્તાનમાં નાણાં સંબંધી ફેરફારને લીધે હિન્દુસ્તાનની સૂતરની મીલોને એકદમ સેંકડે લગભગ ૪૦ ટકાનું નુકસાન થયું છે.

## સોના ખાતાનું અનામત ભંડોળ.

ટંકશાળમાં પાડેલો રૂપીઓ એટલા જ વજનના ચોખ્ખા રૂપા કરતાં સેંકડે ૩૯ ટકા મોંઘો હોવાથી, એટલે કે એક રૂપીઆ ભાર રૂપાની કીમત લગભગ ૧૦ અગર ૧૧ આના અને રૂપીઆની ૧૬ આના પડતા હોવાથી સરકારને રૂપાના સિક્કા અર્થાત્ રૂપીઆ પાડવાથી પુષ્કળ નફો થાય છે; પણ આ નફો ખરચી નહિ નાંખતાં ભવિષ્યમાં જ્યારે રૂપાનું ચલણ બંધ કરવામાં આવે ત્યારે રૂપીઆની મ્હોરો કરતાં (સોનું ખરીદતાં) જે ખરચ થાય તેને પહોંચી વળવા સારૂ સોના ખાતાનું ફંડ એ નામના ભંડોળમાં સદરહુ નફો રાખવાનું સરકારે ઠરાવ્યું છે.

આ ફંડ સને ૧૯૦૬-૭ સુધીમાં ૧ કરોડ ૬૦ લાખ પાઉન્ડ (૨૪ કરોડ રૂપીઆ) ઉપરાંત થઇ ગયું છે. પ્રથમ સરકારે આ ફંડનાં નાણાં ઇંગલન્ડમાં ઇંગ્રેજી નાણાની સદ્ધર જામીનગિરીઓ, જેનું વ્યાજ બહુ થોડું છે, તેમાં નાંખ્યાં. પણ હમણાં લોર્ડ મોર્લીએ તેમાંથી કેટલાક રૂપીઆ વધારે વ્યાજ ઉપજાવવા સારૂ હિન્દુસ્તાનની રેલવેઓમાં રોકવાનો હુકમ કર્યો છે.

આવી મ્હોટી અને દર વર્ષે વધતી જતી રકમ સહીસલામત અને ફાયદો થાય એમ કેવી રીતે રોકવી એ સવાલ મુશકેલ છે. સરકારના નાણાખાતાના સર્વથી મુખ્ય અધિકારીએ આ પ્રશ્નનું સમાધાન પોતાથી થઈ શકે એમ નથી એમ કબૂલ કર્યું છે. કલકત્તાના યુરોપીઅન વેપારીઓએ, ઇંગલન્ડની સરકાર કરતાં ઓછી સહીસલામત અને ઓછી સહેલાઈથી વેચી શકાય એવી કોઈ પણ જામીનગિરીમાં આ રકમ નાંખવામાં ભય રહ્યો છે એમ બતાવ્યું છે.

## હિન્દુસ્તાનનું સોના, રૂપા તથા નોટોનું ચલણ.

એક પાઉન્ડના ૧૫ રૂપીઆના ભાવે સોના તથા રૂપાનું બન્નેનું ચલણ હિન્દુસ્તાનમાં ચાલે છે પણ રૂપીઆ લઈ તેને બદલે સોનાનો પાઉન્ડ આપવાની કંઈ પણ કાયદેસર ફરજ સરકારે સ્વીકારી નથી. પરંતુ હજી સુધીમાં તેવી માગણી થતાં બને ત્યાં સુધી સરકારે છૂટથી સોના નાણું (પાઉન્ડ) આપ્યું છે, અને સને ૧૯૦૦ જાન્યુઆરીથી ૧૯૦૪ ના માર્ચ સુધીમાં એક કરોડ સિત્તેર લાખ પાઉન્ડ લોકને આપ્યા છે. જ્યારે વેપાર તેજ હોય છે ત્યારે રૂપીઆ માટે વધતી માગણી થાય છે, અને લોક રૂપીઆ લઇ તેને બદલે સરકારને સોનું (પાઉન્ડ) આપે છે, પણ જ્યારે મંદ હોય છે ત્યારે તિજોરીમાં રૂપીઆ પાછા આપી સોનું (પાઉન્ડ) લેવાનો યત્ન કરે છે.

વ્યવહારમાં ઘણી આપ–લે, નોટોખાતાના અનામત ફંડના રૂપીઆ મારફત થાય છે. જ્યારે રૂપીઆ માટે વેપારી માગણી થાય છે ત્યારે ચલણખાતાના અનામતમાં રૂપા સાથેનું સોનાનું પ્રમાણ વધે છે, અર્થાત્, સોનું મોઘું થાય છે. અને જ્યારે આ માગણી અમુક હદ કરતાં આગળ વધે છે ત્યારે સરકાર રૂપું ખરીદે છે અને તે માગણીને પહોંચી વળવા નવા રૂપીઆ પાડે છે. વેપારની મંદીના વખતમાં રૂપીઆ (તેમનો ઉપયોગ ન હોવાથી) વેપારનાં મુખ્ય મથકોએ પાછા ફરે છે, વેપારીઓ (ઇંગલન્ડ પૈસા વાળવા સારૂ) પાઉન્ડની માગણી કરે છે, અને નોટોના ચલણ ખાતેના અનામતમાં રૂપા સાથેનું પ્રમાણ નીચું જાય છે, અર્થાત્ સોનું સોંઘું થાય છે. જ્યારે કોઇ વખત–ક્વચિત–નોટોખાતેના અનામતમાં સોનાના સિક્કાનો (પાઉન્ડનો) જથો (જે સને ૧૯૦૩ માં એક કરોડનો હતો) પૂરો થાય છે, ત્યારે સરકાર રૂપીઆ પાડવાથી જે નફો મેળવે છે, તેમાંથી ઉત્પન્ન કરેલા સોના ખાતેના ખાસ અનામતમાંથી પૈસા ઉપાડે છે. સને ૧૯૦૪ માં ચલણમાં ફરતા રૂપીઆની કુલ સંખ્યા આશરે ૧૫૫ કરોડની હતી, અને ફરતી ચલણી નોટો ૩૦–૩૯ કરોડની હતી, કે જેને માટે ૩૦–૩૯ કરોડના સોનું અનામત નોટોના રૂપીઆ ગણી આપવા માટે રાખવામાં આવ્યું છે. અને બાકીનું ⅓ (૧૨ કરોડ) સરકારી જામીનગિરીઓમાં રાખવામાં આવ્યું છે.

## વેપાર સંબંધી કાયદા.

છેક લૉર્ડ લીટનના રાજ્ય અમલ સુધી હિન્દુસ્તાનમાં આયાત થતી તથા હિન્દુસ્તાનમાંથી નિકાસ થતી વસ્તુઓ ઉપર ઘણી જાતની જકાત હતી. પણ સને ૧૮૯૭માં ઘણી વસ્તુઓને જકાતમાંથી મુક્ત કરનારો કાયદો પસાર કરવામાં આવ્યો તેમાં ખાસ કરીને કાપડ સુ-

તર ખાતલ કરવામાં આવ્યું છે. જો કે તેથી મહેસુલમાં ૮૦ લાખ રૂપીઆનું નુકશાન થયું તે સાથે ઘણી નિકાસ–જકાત પણ રદ કર· વામાં આવી હતી. લૉર્ડ રિપનના મહેસુલી અધિકારી સર એવેલિન બેરિંગે મીઠા તથા દારૂ શિવાય બાકીની તમામ આયાત વસ્તુ ઉપ· રથી જકાત કાઢી નાંખી ત્યાર પછી સને ૧૮૮૧ માં થોડી કેરોસા· ઇન અથવા ગ્યાસલેટ તેલ ઉપરની આયાત જકાત શિવાય બાર વર્ષ સુધી બીજી કોઈ વસ્તુ ઉપર ફરી આયાત જકાત નાંખવામાં આવી નહિ.

## આયાત જકાત—

પણ રૂપીઆની (ખરી) કીમત ઘટી જવાથી તથા લશ્કરી ખરચમાં વધારો થવાથી સને ૧૮૯૦માં (મહેસુલમાં) ૨૦ લાખ પાઉન્ડ યાને ૩ કરોડ રૂપીઆનો ખાડો પડયો. અને તેથી એ સાલના માર્ચ મહિનામાં (ચાંદી સુદ્ધાન્ત, પણ કાપડ બાદ કરતાં) તમામવસ્તુઓ ઉપર ફરી આયાત જકાત દાખલ કરવામાં આવી.

આ જકાતનો સામાન્ય દર સેંકડે ૫ ટકા હતો; લોઢું અને પોલાદ ઉપર એક ટકો લેવામાં આવતો; અને પુસ્તકો, સોનું, કારખાનાં માટેના સંચ્ચા, કાચા પદાર્થો, દાણા વગેરે ઉપર જકાત નહોતી. સને ૧૮૯૪ ના ડીસેમ્બરમાં બીજો કાયદો પસાર કરવામાં આવ્યો, જેમાં કાપડ સુતર ઉપર સેંકડે ૫ ટકા આયાત જકાત લેવાનું ઠરાવ્યું, પણ તે સાથે તે સાંમે હિન્દુસ્તાનની મીલોમાં બનતા કાપડ સુતર ઉપર એટલી જ જકાત લેવાનું ઠરાવ્યું, પણ હિન્દુસ્તાનનુ જાડું સુતર, એટલે કે ૨૦ નંબરથી ઉતરતું, લૅન્કેશાયરના સુતર સાથે હરીફાઇમાં ન હોવાથી ૨૦ નંબરથી ઉતરતા સુતરને તે જકાતમાંથી બાદ કર્યું.

સને ૧૮૯૬ ના કાયદાથી વળી એમાં વિશેષ ફેરફાર દાખલ કરવામાં આવ્યા:—

( અ ) સુતરને જકાતમાંથી બાદ કર્યું.

( બ ) બહારથી આયાત થતા તમામ સુતરાઉ માલ ઉપર સેંકડે ૩½ ટકા જકાત નાંખવામાં આવી.

( ક ) તે જ પ્રમાણે તેટલીજ હિન્દુસ્તાનના મીલોમાં બનતા તમામ સુતરાઉ માલ ઉપર (એકસાઇઝ) જકાત નાંખીઃ અને તે ત્યાં સુધી કે હિન્દુસ્તાનની મીલોમાં બનતો જાડો માલ કે જેને યુરોપના માલ જોડે હરીફાઈ નથી તેના ઉપર પણ જકાત નાંખી. આમ થવાથી (૧) લેન્કેશાયરના કોઈ પણ ગરીબ માણસને નુકશાન થતું અટક્યાનો ડોળ સરખો પણ જણાયા વિના, આ એકસાઇઝ જકાતથી હિન્દુસ્તાનના ગરીબ માણસને પહેરવાનાં કપડાંની કીમત વધી. (૨) હિન્દુસ્તાનની મીલનો સુતરાઉ માલ વેચવા માટે પરદેશ ચઢાવવામાં આવે છે ત્યારે પણ આ જકાત પાછી મળતી ન હોવાથી હિન્દુસ્તાનનો માલ અટકી અથવા બંધાઈ પડયો છે અને ચીનના બજારમાં એવા જ યુરોપીઅન માલની સાથે હરીફાઇમાં કૃત્રિમ રીતે વધારે મોંઘો પડે છે. એકસાઇઝ જકાતથી હિન્દુસ્તાનના મીલમાલીકોનો નફો બહુ ઓછો થઇ ગયો છે અને વધારે માલ બનતો અટકયો છે. ( આ આપત્તિ અગર નુકશાનમાં ચીનના બળવાથી, હિન્દુસ્તાનની ટંકશાળો બંધ થવાથી, તથા જાપાનની હરીફાઇથી, વધારો થયો છે. અને તેથી આપણા દેશમાં સ્વદેશી હીલચાલને લીધે દેશી માલને માટે બજાર ઉઘડયો ત્યારે હિન્દુસ્તાનનો આ ઉછરતો મીલઉદ્યોગ નાશ થવાની તૈયારીમાં હતો. )

સને ૧૮૯૬ ના કાયદાથી, મેન્ચેસ્ટરના માલ ઉપરથી ૫૧ લાખ

રૂપીઆનો કર અથવા જકાતનો બોજો (સુતર ઉપરથી જકાત કાઢી નાંખવાને લીધે) ઓછો થયો અને હિન્દુસ્તાનમાં બનતા સુતરાઉ માલ ઉપર ૧૧ લાખનો વધ્યો. (સને ૧૯૦૭માં આ એકસાઇઝ જકાતથી ૩૫ લાખ રૂપીઆ ઉત્પન્ન થયા છે.)

**પરદેશથી આયાત થતી ખાંડ.** જર્મની તથા ઑસ્ટ્રિઆના બીટ નામના કંદમૂળમાંથી બનતી ખાંડના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે જે ખાંડ ત્યાંથી નિકાસ કરવામાં આવે તે ઉપર ત્યાંની સરકારે ત્યાંના ખાંડ ચઢાવનારા વેપારીઓને પૈસાની મદદ આપી. આથી કૃત્રિમ રીતે ખાંડનો ભાવ એટલો ઘટી ગયો કે જર્મનીની ખાંડ તળ જર્મની કરતાં હિન્દુસ્તાનમાં સોંઘી વેચાઈ. આ ગેરવાજબી હરીફાઈથી હિન્દુસ્તાનનો નાશ પામતો ખાંડનો ઉદ્યોગ તદ્દન નાશ પામ્યો, અને મોરિશિયસ, જેમેઈકા, તથા બીજા બ્રિટિશ સંસ્થાનોની શેરડીની ખાંડને ભારે નુકશાન થયું. તેથી સને ૧૮૯૯માં હિન્દુસ્તાનની સરકારે પરદેશોમાં બનતી આવી સરકારી મદદવાળી ખાંડ ઉપર તેમને જેટલી પૈસાની મદદ મળી તેટલી તેના ઉપર સ્હામી આયાત–જકાત નાંખી અને તમામ દેશોની ખાંડને યોગ્ય હરીફાઈ ઉપર મૂકી દીધી પરંતુ કીમત ઓછી કરવા માટે ભેગા થવાની "કારટલ સિસ્ટમ"થી જર્મનોએ હિન્દુસ્તાનના આ કાયદાને કોરે મૂકવાનો યત્ન કર્યો. તે ઉપરથી એ 'કારટલ'ની અસરને રદ કરવાને સને ૧૯૦૨માં હિન્દુસ્તાનમાં વળી વિશેષ કાયદો કરવો પડયો. [ પરંતુ હિન્દુસ્તાનનો ખાંડનો ઉદ્યોગ આપણી અસલી રીત પ્રમાણે ચલાવવામાં આવે છે. શેરડીમાંથી રસ કાઢવાના સંચા એટલે કે કોલ લાકડાના હોય છે અને તે લોઢાના સંચા કરતાં ઓછો રસ કાઢે છે. હિન્દુસ્તાનના ગરીબ અને અજ્ઞાન ખાંડ બનાવનારે હાલનો સાયન્ટિફિક (શાસ્ત્રીય) સુધારો દાખલ કર્યો નથી. તેથી પરદેશી રાજ્યોની મદદવાળી બીટમાંથી બનતી ખાંડ ઉપર આપણે ત્યાં સામી

આયાત-જકાત નાંખ્યા છતાં પણ, તે લાંબા વખતથી ટકી રહી છે અને જાવાની શેરડીની ખાંડ પણ બહુ મ્હોટા જથ્થામાં અહીં આવે છે, જ્યારે હિન્દુસ્તાનની ખાંડ એક સરખી રીતે માર્ગ મૂકતી અથવા હઠતી આવે છે. જાવાની ખાંડ, ખેતીના સુધારા, સાયન્ટિફિક રીતિ, અને કુદરતી ફળદ્રુપતાને લીધે હિન્દુસ્તાનના બજારમાં એટલી સસ્તી થઈ પડી છે કે એની હરીફાઈમાં બીજી કોઈ ટકી શકે એમ નથી અને છેલ્લાં ચાર વર્ષમાં એની આયાત હજારો મણની વધી છે. ]

ઉપર બતાવેલ વસ્તુઓ કરતાં વિશેષમાં બીજી નામાંકિત અથવા મુખ્ય આયાતની વસ્તુઓમાં (૧) હથિયારો ઉપર રાજ્યકીય કારણોને લીધે, (૨) પીવાના દારૂ ઉપર નીતિનાં કારણોને લીધે, (૩) ચાંદી ઉપર આર્થિક કારણોને લીધે, અને (૪) મીઠું કે જે હિન્દુસ્તાનના મીઠાના કર જેટલી આયાત-જકાત આપે છે તે ઉપર, હિન્દુસ્તાનમાં આયાત-જકાત નાંખવામાં આવી છે.

હિન્દુસ્તાનના જકાતી પદાર્થોમાં હાલ ૪૦૦ જૂદી જૂદી વસ્તુઓ છે. પણ કુલ આયાત-જકાતના અડધા ભાગની મહેસૂલ સૂતરાઉ માલમાંથી ઉત્પન્ન થાય છે; જ્યારે દારૂ, કેરોસાઇન યાને ગ્યાસલેટ, ખાંડ, અને ધાતુઓમાંથી ¼ આવે છે; અને બાકીનો ચોથો ભાગ થોડી જકાતવાળી સેંકડો હલકી વસ્તુઓમાંથી ઉત્પન્ન થાય છે.

આશરે ૭૬ જૂજ વસ્તુઓ કે જેનું બધું મળી ૧૦ લાખ રૂપીઆ કરતાં પણ ઓછું ઉત્પન્ન આવે છે તે કાઢી નાંખવાથી જકાત સરળ થઇ શકે એમ છે અને હિન્દુસ્તાનખાતાના સ્ટેટ સેક્રેટરી અથવા પ્રધાને એ વસ્તુઓને આયાત જકાતમાંથી કાઢી નાંખવાના પ્રશ્નને ધ્યાનમાં લેવાનું વચન આપ્યું છે.

સને ૧૯૦૨માં સરકારી ખજાનો તથા સ્ટોરની ચીજો વિગેરે સુદ્ધાન્ત આયાત ઉપરની કુલ કસ્ટમ જકાત ૪.૨૬ કરોડ રૂપીઆની થઇ હતી.

## નિકાસ જકાત

(અ) હાલ હિન્દુસ્તાનમાંથી નિકાસ થતા ચોખા ઉપર જકાત છે. અને તે મુખ્યત્વે કરીને બ્રહ્મદેશ ઉપર પડે છે, કે જ્યાં ચોખાની વાર્ષિક પેદાશ લોકને પોતાના ખપ માટે જોઇએ તે કરતાં ઘણી વધારે થાય છે. ઘણા વખત સુધી ખૅળ તથા દારૂ અગર અર્ક બનાવવા માટે યુરોપને એકલો બ્રહ્મદેશ જ ચોખા પૂરા પાડતો. આર્થિક રીતે આ જકાત અથવા કર ગેરવાજબી છે, પણ બ્રહ્મદેશમાં સીધી રીતે લેવામાં આવતી મહેસૂલ બહુ થોડી હોવાથી તે રાખવામાં આવી છે. એના ઉપર દર બંગાળી મણે ત્રણ આના નિકાસ–જકાત છે અને દર વર્ષે સરકારને એમાંથી ૫૦ લાખ રૂપીઆ ઉત્પન્ન થાય છે.

પણ સને ૧૮૮૦ થી યુરોપમાં ચોખાનો ભાવ નીચો જવાને લીધે તથા ખૅળ બનાવવામાં ચોખા શિવાય બીજા પદાર્થોનો ઉપયોગ કરવામાં આવતો હોવાથી આ વેપારમાં કંઈ અગત્યનો વધારો થયો નથી.

(બ) પરદેશોમાં હિન્દુસ્તાનના ચ્હાની ખપત વધારવા સારૂ વેપારીઓની જે મંડળી થઈ છે તેને પૈસાની સગવડ કરવા માટે નિકાસ કરવામાં આવતા ચ્હા ઉપર બહુ હલકો વેરો અથવા જકાતનાં બાબતમાં સરકાર ફક્ત ઉઘરાવનાર તરીકે કામ કરે છે.

(ક) અફીણ જ્યારે બહાર ચઢાવવામાં આવે છે ત્યારે તે ઉપર જકાત લેવામાં આવે છે, જે સરકારી મહેસૂલનું અગત્યનું દ્વાર છે. સને ૧૯૦૪માં એમાંથી ૬ કરોડ રૂપીઆ ઉત્પન્ન થયા હતા. અફીણ બાદ કરતાં સને ૧૯૦૨માં કુલ ૧.૨૩ કરોડ રૂપીઆની નિકાસ–જકાત ઉત્પન્ન થઈ હતી.

---

# પ્રકરણ ૯ મું.

## હિન્દુસ્તાનનાં ઉપજ—ખરચ.

### હિન્દુસ્તાનની જમીન મહેસૂલનું સ્વરૂપ.

જમીનમહેસૂલ એ જાગીરદાર અથવા જમીનદાર જે સાંથ ખેડુત પાસેથી લે છે ( જે જમીનદારનો ચોખ્ખો નફો ગણાય છે ) તે ઉપર ઠરાવેલી હોવાથી, જમીનદાર ઉપર પડતો તે સીધો કર છેઃ જમીનદારને તે પોતાના નફામાંથી આપવો પડે છે. પણ યુરોપમાં લેવાતા જમીનના કરથી તે જૂદો છે, અને સરકારપક્ષના અમલદારો તેને કર તરીકે પણ ગણતા નથી. હિન્દુસ્તાનમાં જમીન, એ છેવટ સરકારની મિલકત હોઈ, તેની સાંથ અગર વિઘોટી, તે સરકારની એકલા માલકીની જમીનની ફક્ત વાર્ષિક પેદાશ છે. એ માલકી સ્વભાવિક રીતે મૂળ સરકારની એકલાની જ છે પણ તે તેણે ( બંગાળામાં છે તેમ ) અમુક માણસોને કાયમને માટે અથવા ( સંયુક્ત પ્રાન્તો તથા મુંબાઈ ઈલાકામાં છે તેમ ) ૩૦ વર્ષને માટે આપી છે, તેની તેથી જમીનની મહેસૂલ તે ખરી રીતે બોલતાં કર નહિ જ, પણ પોતાની એકલાની માલકીનો બીજાને ઉપયોગ કરવા દેવા બદલ આપવામાં આવતો નજરાણો અથવા બદલો છે.

સરકારની દૃષ્ટિએ જોતાં, હિન્દુસ્તાનની આ જમીન મહેસૂલના નીચે પ્રમાણે છેઃ—

(૧) "સદરહુ મહેસૂલ જાગીરદાર અથવા જમીનદારની જમીનની પેદાશના નફામાંથી લેવામાં આવે છે અને ખોરાક વિગેરે ચીજોના ભાવ વધાર્યા વગર તથા તેનો ખપ ઓછો કર્યા વગર વધારી શકાય છે."

(૨) પેદાશના એવા ભાગ ઉપર તે પડે છે કે જેનો ભાર ખેડુત ઉપર ન પડતાં સરકાર અને ખેડુતની વચ્ચેનો સાંથ લેનાર, એટલે કે જમીનદાર, તેના ઉપર પડે છે. ખરૂં છે કે સાંથ ઉપર અમુક પ્રમાણમાં લેવાતો કર આખો જમીનદાર ઉપર જ પડે છે, કારણ કે તે ખેતીની પેદાશની કીમતને અસર કરતો નથી. પણ (સાંથના પ્રમાણમાં ન લેતાં) એકર દીઠ દર ઠરાવવામાં આવે તો આડકતરી રીતે તે ખેતરની પેદાશ ઉપર કર અથવા જકાત રૂપ થાય; અને તેથી અનાજ વિગેરે જમીનમાંથી ઉત્પન્ન થતી વસ્તુ મોંઘી થાય; કારણ કે જમીનમાં કંઈ પાકે નહિ તો પણ તે ઉપર તે લેવામાં આવે. પણ જેમ પીયર્સન કબુલ કરે છે તેમ "જમીન ઉપરનો કર એવી રીતે પણ વધારાય કે જેથી જમીન સુધારવા માટે તેમાં લોક પૈસા નાંખતા અટકી જાય. પણ આ ગેરલાભતો, જે જમીનની મહેસૂલ અગર કર હમેશને માટે નક્કી કરેલી મુકરર રકમનો નથી હોતો પણ વખ્તો વખત જેમ જમીનની સાંથ અગર પેદાશ વધે તેમ વધારવામાં આવે છે, તેવા દરેક જમીની કરમાં રહેલો છે."

સરકાર તરફના અમલદારો તથા આપણા હિન્દુસ્તાનના અર્થશાસ્ત્રીઓ વચ્ચે ખરો તકરારનો મુદ્દો હકીકતનો છે, સિદ્ધાન્તનો નથી. બંગાળાની માફક જે ઇલાકાઓમાં કાયમ જમાબંદી ઠરાવી નથી

ત્યાંની જમીનમહેસૂલ શું ફક્ત સાંથ ઉપરનો જ કર છે? અથવા તો શું તે એટલી બધી ઉંચી ચઢાવી દેવામાં આવી છે કે જે ખેડુતની રોજી તેમ જ ખેતી સુધારવા માટે ખરચેલા પૈસાના વ્યાજ ઉપર પણ પડે છે?—એ જ ખરો પ્રશ્ન છે. સરકાર તરફનો બચાવ કરનારા એમ કહે છે કે સરકાર "ચોખ્ખી પેદાશનો અડધા કરતાં પણ ઓછો ભાગ લે છે અને ખેડુતને માત્ર મહેનત પૂરતું નહિ પણ તે ઉપરાંત સારીપેઠે નફો પણ રાખે છે, કે જે બન્ને મળીને, સરકાર જેટલું લે છે તેની બરાબર થાય છે. સરકારે જે જમાબંદી ઠરાવી છે તેનું, વિચાર માત્રમાં તો બેશક સિદ્ધ થઈ શકે એવું આ તત્ત્વ છે.

પરંતુ આ મતની સ્હામા, જેમણે જમીનની મહેસૂલપદ્ધતિનો વાસ્તવિક વહીવટ થતો જોયો છે, તથા તેનાં પરિણામનો જેમને અનુભવ છે તેવાના નિકટ સંબંધમાં જેઓ આવ્યા છે, તેમનો પુરાવો મૂકવો જોઇએ. તેઓ તો એમ સિદ્ધ કરે છે કે "જમીનની ખરી પેદાશ કરતાં મહેસૂલ વધારે છે અને ખેતીમાં થતા ખરચ તથા ખેતરમાં કામ કરતા મજૂરની રોજી ઉપર પણ તે પડે છે." મિ. રાનડે કે જેમને દખ્ખણના દેવાદાર ખેડુતોનો સરકારી અમલદાર તરીકે લાંબો અનુભવ હતો તે એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે "હિન્દુસ્તાનનો કહેવાતો જમીનનો કર તે ખરી સાંથ અગર વિઘોટી ઉપરનો કર નથી પણ ઘણા ખરા દાખલામાં તો તે ગરીબ ખેડુત કે જેને પ્રતિકૂળ વખતનું દબાણ થતાં જીવનના હલકા ધોરણને બંધ બેસતા યાને અનુકૂળ થવું પડે છે તેમની પેદાશ અગર રોજી ઉપર પડે છે.

મિ. ગોખલે કે જેમણે છેલ્લાં વીસ વર્ષથી હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ સંબંધી સર્વથી ઉત્તમ અભ્યાસ કર્યો છે તેમણે—" કાયદા તથા નિયમો કરેલા હોવા છતાં, પહેલાં જે સુધારા જમીનદારે કર્યા હોય

તે ઉપર પણ ૨૦ અગર ૩૦ વર્ષે ફરી જમાબંધી (રિવિઝન) થતી વખતે કેવી રીતે કર અથવા ભાર પડે છે, તથા જે જમીનના વાવેતરમાંથી આકાર ભરવા જેટલું પણ રહેતું નથી તેવી જમીન ઉપર પણ જમાબંધી કેવી રીતે ઠરાવવામાં આવે છે તે બતાવ્યું છે."

સરકારી આંકડા અથવા ગણત્રીનો જ આધાર લઈ તેમણે સાબીત કર્યું છે કે "જમીનની સરકારી મહેસૂલ સેંકડે ૨૨ ટકા ઉપરાંત વધી છે (૧૮૯૦-૧૯૦૪), જ્યારે વાવેતર થયેલી જમીનમાં ફક્ત સેંકડે ૨ ટકા વધારો થયો છે (૧૮૯૦-૧૯૦૦) અને સદરહુ મહેસૂલનો વધારો ખાસ કરીને સંયુક્ત પ્રાન્તો અને મદ્રાસ તથા મુંબાઈ ઇલાકામાં બહુ થયો છે, અને જમીન ઉપર તે ગેરવાજબી ભારરૂપ થયો છે. વળી, યુરોપના દેશોમાં સ્ટેમ્પ ઉપરનો તથા સ્થાનિક કરો સુદ્ધાન્ત જમીન ઉપરનો કર પેદાશના સેંકડે ૮$\frac{1}{2}$ ટકા કરતાં કોઈ પણ ઠેકાણે વધારે નથી, જ્યારે હિન્દુસ્તાનમાં તો એકલી જમીનની મહેસૂલ ઘણા ખરા ભાગમાં કુલ પેદાશના સેંકડે ૧૫ ટકા અને કેટલાક ભાગમાં ૨૦ ટકા છે એમ પણ બતાવ્યું છે. એમણે બતાવ્યું છે તે પ્રમાણે આનો પરિણામ એ થયો છે કે "જમીનમાં પૈસા નાંખવામાં ઉત્તેજન મળતું નથી અને ખેતીના સુધારા માટે આશા રાખવી અશક્ય થઇ પડી છે." મિ. રમેશચંદ્ર દત્ત કે જેમનામાં ઉંચામાં ઉંચા પ્રકારની વિદ્વત્તા સાથે પ્રાન્તિક અમલદાર તરીકેનો પીઢ અને વિવિધ અનુભવ ભળેલો હતો તેમણે મધ્ય પ્રાન્તો, દખ્ખણ, ગુજરાત, અને મદ્રાસમાં ખેડુતોની અત્યન્ત ગરીબાઇ, તથા તેમનાં દયા ઉપજે એવાં અને નિરૂપાય દુઃખો જોયાં છે તે એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે એ ભાગોમાં જમીનની ખરી પેદાશ કરતાં મહેસૂલ વધારે છે.*

*અત્રે એટલું કહેવું જોઇએ કે સંવત ૧૯૫૬ ના ભારે દુકાળમાં

સને ૧૯૦૪ માં હિન્દુસ્તાનની કુલ મહેસૂલ ૬૭·૧૫ કરોડ રૂપીઆ હતી, જેમાંની અડધી કરથી મેળવેલી; અને બાકીની બીજી રીતે, એટલે કે સરકાર પોતે જ જે વસ્તુનો વેપાર કરે અને તેમાંથી જે ઉત્પન્ન થાય, એ વિગેરે રીતે મેળવેલી હતી.

## કર શિવાય બીજાં સાધનોથી મેળવાતી મહેસૂલ:—

જમીન મહેસૂલ........................૨૪·૭૧ કરોડ રૂપીઆ.
અફીણ........................... ૬·૦ ,, ,,
જંગલ........................... ૧·૦ ,, ,,

## કરથી મેળવાતી મહેસૂલ:—

આબકારી.. ..........................૭·૬૦ ,, ,,
નિમક ( મીઠું )........................૭·૧૨ ,, ,,
કસ્ટમ જકાત........................૬·૧૩ ,, ,,
સ્ટૅમ્પ............................૫·૩૬ ,, ,,
પ્રાન્તિક કર ( પરચુરણ જમીન સાથે જોડાએલા વેરા )૪·૧૮ ,, ,,
સરકારે નાંખેલા આંકણીબંધ કરો ( ઇન્કમટૅક્સઃ આવક ઉપરનો કર )...( ફક્ત ૨૪ લાખ )

---

સરકારને ખેડૂત વર્ગની ખરી સ્થિતિ જણાઇ, તેથી હવે પાકની સ્થિતિ ધ્યાનમાં રાખી મહેસૂલ વસુલ કરવામાં રહેમ રાખવામાં આવે છે, કોઇ ઠેકાણે જુલમી દર અંકાઇ ગયો હોય તો તે ઉપર વિચાર કરવામાં આવે છે; તથા બી વહેંચુણી તગાવી, પરસ્પર નાણાં ધીરનારી પેઢીઓ તથા ખેતી શીરીતે કરવી એ દેખાડનારાં ખેતરો વગેરે સંસ્થાન દ્વારા ખેડૂતને ખેતી માટે ઘણી અનુકૂળતા આપવામાં આવે છે.—**ભા. ક.**

રેલવેઓના ચાલુ ખરચ ઉપરાંત મૂળ મૂડી ઉપરનું વ્યાજ તથા જે રેલવેઓ કંપનીઓ પાસેથી સરકારે ખરીદી લીધેલી તેનું વાર્ષિક લવાજમ બાદ કરતાં રેલવેઓમાંથી ૩·૧૬ કરોડ અને નહેરોમાંથી ૪૩ લાખ ચોખ્ખો નફો મેળવ્યો હતો. પણ આ ૩·૫૯ કરોડ જાહેર બાંધકામના ખરચમાંથી બાદ કરવામાં આવ્યા હતા અને તેથી મહેસૂલ ખાતે દાખલ કરવામાં આવ્યા નહોતા. એવી જ રીતે, પોસ્ટ ખાતામાંથી ૮ લાખ અને ટંકશાળમાંથી ૧૩ લાખનો ચોખ્ખો નફો મેળવ્યો હતો, જે મુલકી યાને દિવાની ખરચમાંથી બાદ કરવામાં આવ્યો હતો અને મહેસૂલ ખાતે જમે કરવામાં આવ્યો નહોતો.

મહેસૂલના મુખ્ય પ્રકારોમાંથી આપણે **જમીનની મહેસુલ** સંબંધી આગળ વિવેચન કર્યું છે. ખેડુતની પેદાશ ઉપર એ સીધો કર પરચુરણ **પ્રાન્તિક વેરા** (જેવા કે બંગાળાનો રસ્તાવેરો તથા જાહેર બાંધ કામ વેરો) જમીનદારની વિઘોટી અગર સાંથ ઉપર પડે છે અને તે જમીનદાર તમામ અથવા અડધો ભરે છે; એટલે કે એ વેરા એ બીજો સીધો કર છે. આ વેરા રસ્તાઓ, નિશાળો, દવાખાનાંઓ, ગામ નોકરો, તથા ગામ આરોગ્ય માટે લેવાય છે; પણ મ્યુનિસિપાલિટીના કરો તે આ કરોનો ભાગ નથી અને શહેનશાહી મહેસૂલમાં દાખલ કરવામાં આવતા નથી, કારણ કે એ તમામ મ્યુનિસિપાલિટીઓ ખરચે છે. સને ૧૮૭૬-૭૭માં **દુકાળ સામે રક્ષણની** રાજ્યનીતિ ચલાવવા સારૂ વધારે મહેસૂલની જરૂર પૂરી પાડવા માટે આ પ્રાન્તિક વેરા અથવા કરમાં વધારો કરવામાં આવ્યો છે.

એ જ વર્ગનો ત્રીજો કર, વર્ષે દહાડે હજાર રૂપીઆ કરતાં જેની વધારે આવક હોય તે ઉપર ઠરાવેલો **આવક ઊપરનો કર** ( 'ઈનકમ ટેક્ષ' ) છે. સ્ટૅમ્પ-કર તે જેઓ ન્યાય મેળવવા કોર્ટે ચઢે

છે, પોતાની મિલકત બીજાને આપવા માગે છે, અરસ પરસ કરારો કરે છે, અથવા પૈસા સંબંધી આપ-લે કરે છે, તેમના ઉપર સીધો કર છે આ વર્ગના કર સામે મિલનો જે વાંધો છે તે સુપ્રસિદ્ધ છે. હિન્દુસ્તાનનું જે **અફીણ** પરદેશ ચઢાવવામાં આવે છે તેના ઉપર ભારે જકાત ઠરાવવામાં આવી છે, જેમાંથી સને ૧૯૦૪ માં ૬ કરોડ રૂપીઆ ઉત્પન્ન થયા હતા. ( અને હિન્દુસ્તાનમાં જે અફીણ ખપે છે તેના ઉપર આબકારી એક્સાઇઝ જકાત છે, જે સને ૧૯૦૨ માં ૧·૧૦ કરોડ રૂપીઆ થઇ હતી, અને તે આબકારી એકસાઇઝ મહેસૂલ ખાતે જમા કરવામાં આવી હતી. ) **મીઠા** ઉપરનો કર સને ૧૮૮૨ માં લોર્ડ રીપને બંગાળી મણે અઢી રૂપીઆ હતા તે બે રૂપીઆ કર્યો પણ લોર્ડ ડફરીને સને ૧૮૮૮ માં ફરી પાછો એ જ સપાટી ( અઢી રૂપીઆ ) ઉપર લાવી મૂક્યો, અને તે પાછો સને ૧૯૦૩, ૧૯૦૫ અને ૧૯૦૭ માં એમ ત્રણે વખત આઠ આઠ આના ઓછો કરવામાં આવ્યો છે—એટલે કે હાલ બંગાળી મણે એક રૂપીઓ છે. હિન્દુસ્તાનમાં વર્ષ દહાડે ૪ કરોડ બંગાળી મણ મીઠું ખપે છે, જેમાંના ૭૦ ટકા હિન્દુસ્તાનમાં થાય છે અને ૩૦ ટકા બહારથી આયાત કરવામાં આવે છે. **આબકારી** મહેસૂલ હિન્દુસ્તાનમાં ખપતા દારૂ, ભાંગ, ગાંજો વગેરે કેફી ચીજો તથા અફીણ ઉપર લેવામાં આવે છે. **કસ્ટમ્સ** અથવા તરી જકાત ( કેટલીક વસ્તુઓ શિવાય ) તમામ આયાત થતી વસ્તુઓ તથા પરદેશ ચઢતા ચોખા ઉપર સેંકડે ૩½ થી ૫ ટકા સુધીની જે સામાન્ય જકાત છે તેની બનેલી છે; તેમાં આયાત થતી વસ્તુઓ ઉપરની જકાત, ચોખા ઉપરની નિકાસ જકાત કરતાં ચાર ગણી થાય છે. આ જકાત કેવળ રાજ્યની મહેસૂલ અગર પેદાશ તરીકે છે, હિન્દુસ્તાનના વેપાર અગર ઉદ્યોગના રક્ષણ માટે બિલકુલ નહિ.

સને ૧૯૦૪ માં બ્રિટિશ હિન્દુસ્તાનનું કુલ ચોખ્ખું ખરચ ૫૮.૨૮ કરોડ રૂપીઆ હતું: જેની વિગત નીચે પ્રમાણે છે:—

**લશ્કરી ખર્ચ**..............................૩૦.૨૨ કરોડ રૂ.

**મુલકી વહીવટ ખર્ચ:**

| | | |
|---|---|---|
| મુલકી અથવા દીવાની ખાતાં.......૧૬.૨૮ | | |
| પરચુરણ મુલકી અથવા દીવાની......૫.૫૩ | | |
| જમીન મહેસૂલ ઉઘરાવ્યા બાબતનું......૨.૧૭ | | |
| તેમાંથી બાદ પોસ્ટખાતા વગેરેનો ચોખ્ખો નફો.........................૦.૨૦ | ૨૩.૧૮ | ,, ,, |

**જાહેર બાંધ કામ.**

| | | |
|---|---|---|
| મુલકી અથવા દીવાની બાંધકામોનું ખરચ ......૨.૪૩ | | |
| તેમાંથી બાદ રેલવેઓ તથા નહેરોનો ચોખ્ખોનફો ૩.૫૯ | ૨.૮૪ | ,, ,, |
| સરકારી દેવાનું વ્યાજ.............................. | ૧.૨૦ | ,, ,, |
| પ્રાન્તિક તથા સ્થાનિક હિસાબ ખાતે વિશેષ રૂપીઆ આપવામાં આવ્યા હોય તે... | ૦ ૨૪ | ,, ,, |
| | ૫૮ ૨૮ | ,, ,, |

આપણા દેશનું સહુથી મ્હોટામાં મ્હોટું ખરચ ખાતું **લશ્કર** સંબંધી છે, જે આખી પેદાશ અગર મહેસૂલમાંથી અડધો અડધ ખાઈ જાય છે. સને ૧૯૦૨ માં **મુલકી અથવા દીવાની ખાતાંઓનો** ખરચ નીચે પ્રમાણે હતો:—

| | | | |
|---|---|---|---|
| સામાન્ય વહિવટ ( લંડનમાં સ્ટેટ સેક્રેટરીની ઓફિસનો, હિન્દુસ્તાનના વાઇસરોયનો, ગવર્નરોનો, તથા લે. ગવર્નરો અને તેમના સભાસદોથી માંડી છેક વિભાગોના કમિશ્નરો સુધીનો ખરચ ) ..... | ૨.૨૭ | કરોડ | રૂપીઆ |
| ન્યાય ખાતાની અદાલતો અથવા કચેરીઓ...... | ૨.૯૫ | ,, | ,, |
| પોલીસ ................................ | ૪.૦૭ | ,, | ,, |
| કેળવણી................................ | ૧.૬૮ | ,, | ,, |
| દવા સંબંધી............................ | ૧.૩૨ | ,, | ,, |
| પોલિટિકલ.............................. | ૧.૨૩ | ,, | ,, |
| જેલો અથવા તુરંગો...................... | ૦.૭૪ | ,, | ,, |
| ઇત્યાદિ | ઇત્યાદિ | | |

પરચુરણ મુલકી અથવા દીવાની ખરચોમાં રાજ્યકીય ( મુલકી તથા પોલીટિકલ ) પેનશનો, લખવાનો સામાન તથા છાપખાના ખર્ચ, તથા ઉમ્મરને લીધે જે અમલદારોને ઘેર બેઠે એલાવન્સ તથા પેનશન આપવામાં આવે છે તે આવી જાય છે. તેમાં છેલ્લી બાબતના લગભગ ૪ કરોડ રૂપીઆ થાય છે. મેજીસ્ટ્રેટો (ન્યાયાધીશો )ના પગાર તથા ( ન્યાયખાતા શિવાયનાં ) તાલુકાના વહિવટનાં ખરચો **જમીન મહેસૂલ ઊઘરાવવાના** ખાતામાં દાખલ થાય છે.

આપણા રાષ્ટ્રીય ખરચનું મિ. ગોખલેએ સને ૧૯૦૫ માં કરેલું પૃથક્કરણ નીચે પ્રમાણે છેઃ—

" આપણી કુલ મહેસૂલ આશરે ૪૪૦ લાખ પાઉન્ડ, એટલે ૬૬ કરોડ રૂપીઆ છે, આમાંથી લગભગ અર્ધો અર્ધ લશ્કરીખાતું

ખાઈ જાય છે. અને આપણે ખાતે ઈંગલન્ડમાં થતો ખરચ જેને 'હોમ ચાર્જિઝ' કહે છે તેમાં ( જે લશ્કરી ખરચ આપણે આપવો પડે છે તે બાદ કરતાં બાકીના ખરચમાં ) આપણી મહેસૂલનો ત્રીજો ભગ જતો રહે છે. એટલે કે ૪૪૦ લાખ પાઉન્ડ (૬૬ કરોડ રૂપીઆ )માંથી ૩૪૦ લાખ પાઉન્ડ ( ૫૧ કરોડ રૂપીઆ ) આ બે બાબત વચ્ચે પૂરા થઇ જાય છે. બાદ, ૩૦ લાખ પાઉન્ડ ( ૪ કરોડ ૫૦ લાખ રૂપીઆ ) કરતાં વિશેષ, મુલકી નોકરીમાંના યુરોપીઅન અમલદારોના પગાર તરીકે આપવામાં આવે છે. એટલે કે સરકાર પાસે બીજી બાબતો માટે છેવટ ફક્ત આશરે ૭૦ લાખ પાઉન્ડ (૧૦ કરોડ ૫૦ લાખ રૂપીઆ ) રહે છે.

## હિન્દુસ્તાનમાં માણસ દીઠ આવતો કર.

સને ૧૯૦૪ માં કરથી ઉત્પન્ન થયેલી કુલ મહેસૂલ ૩૨·૪૯ કરોડ રૂપીઆ થઇ હતી, અને તેથી બ્રિટિશ હિન્દુસ્તાનની વસ્તીના માણસ દીઠ રૂા. ૧–૬–૫ થઇ. વળી જમીનની મહેસૂલને આપણે કર તરીકે ગણીએ તો કરની કુલ મહેસૂલ ૫૭·૨ કરોડ રૂપીઆ થાય

રૂ. આ. પ.

અને તે પ્રમાણે માણસ દીઠ ૨—૭—૫ (=૩ શી. ૩$\frac{1}{2}$ પેન્સ.)આવે.

| | ઇંગ્લાન્ડ (૧૯૦૦) | હિન્દુસ્તાન(૧૯૦૪) |
|---|---|---|
| માણસ દીઠ સરાસરી વાર્ષિક આવક અથવા પેદાશ......... | ૪૨ પાઉંડ | ૨ પાઉંડ. |
| માણસ દીઠ સરાસરી વાર્ષિક કર– | | |
| જમીન મહેસૂલ સુદ્ધાંન્ત ....... | ૩ પા. ૧૦ શિ. | ૩ શિ. ૩$\frac{1}{2}$ પે. |

| | |
|---|---|
| આવકના દરેક પાઉન્ડ દીઠ કરનું પ્રમાણ | ૧ પા. ૮ શિ. ૧ શિ. ૭ ૩/૪ પે. |
| ઈંગ્લન્ડનો જમીનનો કર અંદર ગણતાં, પણ હિન્દુસ્તાનની જમીન મહેસૂલ બાદ કરતાં, માણસ દીઠ સરાસરી વાર્ષિક કર. | ૩ પા. ૧૦ શિ. ૧ શિ. ૧૦ ૧/૨ પે. |
| આવકના દરેક પાઉન્ડ દીઠ કરનું પ્રમાણ | ૧ શિ. ૮ પે. ૧૧ ૧/૪ પે. |

# સમાપ્ત.

## મારા સ્વદેશી બન્ધુઓને*

દલીલ ખાતર એમ માની લઇએ કે અઢારમી સદીમાં ઈંગ્લાંડે હિન્દુસ્થાનના ઉદ્યોગોને નુકસાન કર્યા બાબત મિ. ડિગ્બિ અને દત્તે કહ્યું છે તે સર્વ ખરૂં છે, ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ વૃથા લઢાઇમાં ખર્ચ કર્યું છે અને તે હિન્દુસ્થાન ઉપર નાંખ્યું છે એ ગેરવાજબી છે, તથા રેલવે બાંધવા માટે ઘણુંક દેવું એવું કર્યું છે કે જેમાંથી કાંઇજ ઉત્પન્ન આવતું નથી, અને મિ. દાદાભાઈ કહે છે તેમ હિન્દુસ્થાનમાંથી અમુક રકમ ઈંગ્લંડ કાંઈ પણ બદલો આપ્યા વિના ખેંચી જાય છે—આ સર્વ દલીલ ખાતર માની લઇએ, તો પણ ભૂતકાળ વિષેની આ ફરિયાદથી કાંઇ જ લાભ નથી. લોકો એમ માનતા હોય કે સ્વપ્રયત્ન, સહકાર્ય અને ચારિત્રરચના સિવાય માત્ર રાજકીય સાધનથી કે રાજકીય સત્તા મેળવવાથી આર્થિક મુશીબતોનો ઇલાજ થશે—તો તે ભૂલ છે.

વર્તમાન સ્હામે એક વ્યવહારૂ મનુષ્ય તરીકે ઉભા રહીને વિચાર કરતાં શું કર્તવ્ય જણાય છે?

(૧) સૌથી પ્રથમ અને મુખ્ય કર્તવ્ય તો એ કે આપણા અગ્રણીઓને કેળવવા જોઇએ. હિન્દુસ્થાનની મૂડી ધીમે ધીમે બહાર આવતી જાય છે, આપણા મજુરો પણ નવી રીતમાં કેળવાતા આવે છે—પણ વિવિધ ઉદ્યોગોને ફતેહમંદ ઉતારે એવા મેનેજરો વગેરેની ઘણી જરૂર છે. દેશની ઉત્તમ બુદ્ધિ ઉદ્યોગોમાં કામે લગાડવી જોઇએ. શારીરિક સહનતા, પદ્ધતિ, નિયમિત ટેવ, અને વ્યવહારૂ જ્ઞાન—એ બંગાળીઓ જેવી કેવળબુદ્ધિપ્રધાન પ્રજામાં વધારવાં જોઇએ; અને મુંબાઇ અને પંજાબના લોકોની નજર વધારે વિશાળ કરવી જોઇએ,

---

* "To my countrymen" એ મથાળાનો પ્રો. જદુનાથ સરકારે પોતાના પુસ્તકની બીજી આવૃત્તિમાં પ્રસ્તાવનારૂપે એક લેખ લખ્યો છે તે મનન કરવા જેવો હોવાથી, એનો સાર અત્રે ઉમેરૂં છું.

તથા એમની સામાન્ય કેળવણી વધારવી જોઇએ. કારણ કે યાદ રાખવું કે યુરોપમાં ઉત્તમ બુદ્ધિવાળા પુરુષો ઉદ્યોગોમાં પડે છે, અને મૂડી અને વેપારી અનુભવ મગજની શક્તિ સાથે નિકટ જોડાએલાં રહે છે.

(૨) ખાસ બંગાળા વિષે બોલતાં—મેલેરિયા ( ટાઢીઆ તાવ ) ના ઉપદ્રવવાળા ભાગની બહાર વિદ્યાર્થીઓને રહેવાની ગોઠવણવાળી સ્કૂલો અને કૉલેજોની બહુ જરૂર છે. આ સંસ્થાઓમાં આપણા યુવકોમાં, વ્યવસ્થા, ચોકસાઇ, સ્થિરતા, વખતસર કામ કરવાની ટેવ, તથા એકઠા મળીને કામ કરવાની તથા ઉપરી તરીકે કામ લેવાની આવડ એ ગુણો કેળવવા જોઇએ. ચરિત્રરચના ઉપર મુખ્ય લક્ષ આપવું જોઇએ, અને એટલું સ્મરણમાં રાખવું કે ઉદ્યોગની ફતેહ માટે કારીગરી કરતાં પણ સામાન્ય વ્યવહારૂ બુદ્ધિ એ વધારે મહત્ત્વની છે. પરદેશ ઉદ્યોગની કેળવણી લેવા વિદ્યાર્થી મોકલવા તે થોડા મોકલાય તો હરકત નહિ, પણ જે મોકલાય તે ઊંચી બુદ્ધિ અને વ્યવહારૂ કુશળતાવાળા ચૂંટી કાઢેલા હોવા જોઇએ.

(૩) આરોગ્યરક્ષણ માટે ગોઠવણ કરવી: આપણાં શહેરોમાં વસ્તી ધીચોધીચ વધતી જાય છે તેથી, અને ગામડાંમાં ટાઢીઓ તાવ, પ્લેગ, કોલેરા વગેરે બહુ ચાલે છે તેથી—લોકમાં મરણસંખ્યા ઘણી વધતી જાય છે. આનો ઇલાજ કેળવણી સિવાય બીજો નથી. ત્રીસ કરોડ વસ્તીના પ્રત્યેક મનુષ્યની રીતભાત ઉપર રાજ્ય કેટલી દેખરેખ રાખી શકે ?

(૪) જીવનનું ધોરણ ઊંચી જાતનું થયા વગર જનસંસ્કૃતિમાં ઉચ્ચતા પ્રાપ્ત થવાની નથી. અને આ ઊંચા ધોરણ માટે વધારે દ્રવ્યની અર્થાત્ કમાણીની જરૂર છે. આ માટે લગ્નની ઉમ્મર મ્હોટી કરવી જોઇએ, અને દરેક જણે પરણવું જ જોઇએ એવો આગ્રહ છોડી દેવો જોઇએ.

(૫) પરદેશ સાથે બહુ નિકટ સંબન્ધ રાખવો જોઇએ, અને નવાં યન્ત્રો, નવામાં નવા સુધારાવાળાં, તુરત દાખલ કરવાં જોઇએ: ટુંકામાં ‘ અહોરાત્ર જાગ્રત્ ’ રહીને કામ કરવું એ સૂત્રને અવલંબ્યા વિના આપણા દેશને આર્થિક બળ પ્રાપ્ત થવાનું નથી.